# મનહર-કમળા.

રસમય કલ્પીત નૉવેલ

દોહરો.

કન્યા વિક્રયથી જુઓ. હાલ થાયે બેહાલ:
એ દ્રષ્ટાંત બતાવશે, "મનહર-કમળા" ખાસ.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર
શા. સાંકળચંદ વનમાળીદાસ રાજપરીઆ,
મુ. સાદરા—મહીકાંઠા.

શ્રી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે
છાપ્યું. ઠે. પાનકોરના નાકે—અમદાવાદ.

આવૃતિ પહેલી. પ્રત ૫૦૦
સંવત ૧૯૬૯ સને ૧૯૧૩

કીંમત ૦—૧૨—૦

# મનહર—કમળા.

રસમય કલ્પીત નૉવેલ.

દોહરો,

કન્યા વિક્રયથી જુઓ, હાલ થાયે બેહાલ;
એ દ્રષ્ટાંત બતાવશે, "મનહર–કમળા" ખાસ.

રચી છપાવી પ્રસિધ્ધ કરનાર.
શા. સાંકળચંદ વનમાળીદાસ રાજપરીઆ,
મુ, સાદરા—મહીકાંઠા.

શ્રી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે
છાપ્યું. ઠે. પાનકોરના નાકે—અમદાવાદ.

આવૃતિ પહેલી, પ્રત ૫૦૦
સંવત ૧૯૬૯ સને ૧૯૧૩

કીંમત ૦—૧૨—૦

શાસ્ત્રતણો મહીમાય, વળી ધન સુમાગે જાગે;
સાંભળો શાણા લોક, નહીં સંદેહ લગારે.
કવિજન કરે વખાણ, માનો એ સાચી વાણી;
લક્ષ ધરો મન માંહ્ય, રીસ કરશો નવ જરી.
ચંડાળ કૃત્ય કરશો નહી, હાખશો નિશ્ચે વિખ;
દયા કરી સૌ ચેતજો, સમજશો તો ઠીક.

લી૦
કર્તા.

# અર્પણ પત્રિકા.

## અખંડ પ્રૌઢ પ્રતાપ ગૌબ્રાહ્મણ પ્રતિપાલન નેક
## નામદાર મહારાજા શ્રી સાતમસીંહજી
## સાહેબ બહાદુર સ્વસ્થાન સુવેર.



આપ મહારાજા વિદ્યાવિલાશી,-વિદ્યોતેજક, સ્વધર્મ દયાળું અને નિતિ નીપુર્ણ છો. આપ ધર્મ નીતિ સહવ-ર્તમાન પ્રજાનું પ્રતિપાલન કરોછો, એકંદરે આપ નામદારશ્રી પ્રજાના દુ:ખે દુ:ખી અને સુખે સુખી હમેશાં રહોછો, આપના આવા અથાગ શુભ ગુ-ણોથી આકર્ષાઇ માત્ર જનસમુહના સુબોધકારક " મનહર-કમળા " નામનો લઘુગ્રંથ છે તે આપને પ્રેમ અને માન પુર્વક અર્પણ કરી અત્યાનંદ પામતાં વિરામું છું—અસ્તુ.

| | |
|---|---|
| તા. ૧૮-૭-૧૩. | લી. હું-છું |
| મુ. સાહરા. | આપ નામદારશ્રીનો આજ્ઞાંકિત સેવક, |
| મહીકાંઠા—એજન્સી. | સાંકળચંદ વનમાળીદાસ રાજપરીઆ. |

# अखंड प्रौढप्रताप गौब्राह्मण प्रतिपालक नेक नामदार
# महाराजा श्री सांमतसिंहजी साहेब बहादुर
# एओनुं जीवनवृतांत.



ઈડરનરેશ નામદાર શીવસીંહજી મહારાજશ્રીને પાંચ કુંવરો હતા. (૧) ભવાનસીંહજી (૨) સખરામસીંહજી (૩) જાલમસીંહજી (૪) અમરસીંહજી અને છેલ્લા માહારાજશ્રી ઇન્દ્રસીંહજી હતા. શીવસીંહજી માહારાજ સાહેબના કૈલાસવાસ થવાથી ભવાનસીંહજી મહારાજે ઈડરની ગાદી સંભાળી બાદ અનુક્રમે સખરામસીંહજીને અમનગરપટો, જાલમસીંહજીને મોડાસા પટો, અમરસીંહજીને બાયડપટો, અને ઇંદ્રસીંહજી માહારાજશ્રીને સુવેરપટો મળ્યો. પણ તે વખતે તમામ કરતાં સુવેર જાગીર ટુંકી હતી.

ઇંદ્રસીંહજી માહારાજ પછી હમીરસીંહજી મહારાજ અને તે પછી નામદાર માહારાજાશ્રી સાંમતસીંહજીના પીતાશ્રી જગતસીંહજી સાહેબ ગાદીએ બિરાજ્યા. જગતસીંહજી માહારાજશ્રીનો જન્મ સંવત ૧૯૦૧ ના ભાદરવા માસની શુક્લપક્ષની એકાદશીને રોજ થયો હતો, ન્હાનપણથી પોતે હુશીઆર અને ચાલાક હતા. તે વખતે અત્રે સ્કુલ ન હોવાથી પોતે ઈડર ભણવા સાર પધાર્યા હતા. લગભગ પંદર સોળ વર્ષની નાની વયમાં પોતે વિદ્યાભ્યાસ સારો સંપાદન કરી અત્રે પધારી પોતાના રાજ્યનું કામ કરવા માંડયું અને પિતાશ્રીની હયાતીમાં પોતે બધી વાતે માહેતગાર તેમજ કાબેલ થયા. સંવત ૧૯૩૨ ની સાલમાં હમીરસીંહજી માહારાજ કૈલાસવાસ પધાર્યા તે વખતે

૫ડરમાં માહારાજ જવાંનસીંહજી સાહેબ ગાદીપર હતા. તેઓ સાહેબ અત્રે પધારી ઘણી ધામધુમ સાથે નામદાર માહારાજશ્રી જગતસીંહજી સાહેબને રાજ્યાભિષેક કરી ગાદીપર બેસાડયા.

જગતસીંહજી મહારાજશ્રી ગાદીપર બિરાજ્યા પછી હમેશાં પ્રજાનું જેવી રીતે શ્રેય થાય તેમ કરવા પોતે ઇચ્છતા. પોતાના તાલુકામાં કોઇ સ્થળે સ્કુલ ન હોવાથી પ્રથમ પોતાની પ્રજાને કેળવણીનો લાભ આપવા સારૂ તા. ૧૮-૮-૮૪ની સાલમાં સુવેરમાં સ્કુલ ખોલાવી પ્રજાને કેળવણીનો લાભ આપ્યો. આ અરસામાં જોધપુરની ગાદી ખાલી પડવાથી અત્રે અમનગરની ગાદીથી માહારાજ તખ્તસીંહજી સાહેબ જોધપુર પધાર્યા. તેથી અમનગર તાલુકાનો પાચમા ભાગે હીસ્સો મળવાથી પોતાની જાગીરમાં કંઇક વધારો થયો. તેઓ નામદારશ્રી દયાળુ, પરોપકારી, નિરાભિમાની, અને પ્રમાણીક હોવાથી પ્રજા પણ હમેશાં આશીષો દેતી અને તે સાથે દયાળુ ઇશ્વર પાસે નામદારશ્રીનું જેમ શ્રેય થાય તેવી સ્તુતી કરી માગણી કરતી હતી. નામદારશ્રીએ પોતાના ગામમાં મંદીરો, ધર્મશાળાઓ, વાવ્ય, કુવા વિગેરે બંધાવી પોતાની પ્રજાને સંતોષી. નામદારશ્રીએ છપ્પનીઆ જેવા દુષ્કાળમાં ઘણા ગરીબ નિરાધાર માણસોને આશ્રય આપ્યો હતો. તેમજ ગામના તમામ મંદીરોમાં વરષાસન બાંધી આપ્યાં હતાં જે હજુ પર્યંત ચાલુ છે. નામદારશ્રીની હયાતીમાં એક વખત અમદાવાદથી સ્વામીનારાયણના આચાર્ય મહારાજશ્રી પધાર્યા હતા, તેમનો નામદારશ્રીએ સારી રીતે સત્કાર કરી યોગ્ય શીરપાવ આપી વિદાય કર્યા હતા. એકંદરે તેઓ નામદારશ્રી ધર્મના કામમાં પહેલે નંબરે હતા. આવી રીતે થોડા સમય વીત્યા બાદ સંવત ૧૯૬૨ની સાલમાં પોતે તમામ

કુટુંબ તથા જનાના સહીત જાત્રાએ પધાર્યા, ત્યાં પણ ધર્મીષ્ટપણાથી વિજય મેળવતા પ્રથમ સિધપુર, આગ્રા, ગોકુળ મથુરાં, વંદ્રાવન, કાશી; અયોધ્યા, પ્રયાગ અને જગન્નાથ સુધીની યાત્રા કરી પાછા ફર્યા હતા. ત્યારબાદ સંવત ૧૯૬૪ની સાલમાં ગંગાપુજન કર્યું અને તે પછી નામદારશ્રી થોડો વખત ધર્મીષ્ટપણાથી ન્યાયી રાજ્ય ચલાવી સંવત ૧૯૬૫ના ફાગણ સુદી ચોથના રોજ કૈલાસવાસ પધાર્યા.

માહારાજશ્રી જગતસીંહજી સાહેબ ન્યાયનિપુર્ણ હોવા ઉપરાંત રાજકાજના સંપુર્ણ અનુભવી હોવાથી ઇડર સ્વસ્થાન ઉપરાંત મહીકાંઠાના બીજા રાજા રજવાડાઓ તેમને એક પ્રતિષ્ઠીત, પ્રમાણીક, અને ન્યાયી રાજ્યકર્ત્તા તરીકે લેખતા, અને માન આપતા. મહીકાંઠાંના ઠાકોર સાહેબો અને તાલુકદારોના ભાયાતો સાથે જ્યારે જ્યારે કોઇની તકરાર ઉપસ્થીત થતી ત્યારે તેમને ત્રાહીત પંચ તરીકે નીમવામાં આવતા અને તેમને આપેલા ચુકાદાથી પક્ષકારોને સંતોષ થતો જોવામાં આવતો. રાજ્યકર્ત્તા તરીકે તેમની યસસ્વી કારકીર્દી પ્રજા જનોના અંતકરણમાં ચીરકાલ સુધી લખાએલી રહેશે. તેમનો શાન્ત સ્વભાવ, તેમના પ્રૌઢ વિચારો, તેમણે કરેલું સુક્ષમ રીતે સંસારનુ અવલોકન અને તેમની પરોપકારી વૃત્તિ ભાગ્યેજ હાલ કોઇમાં જોવામાં આવે છે.

ત્યાર પછી નામદારશ્રી સાંમતસીંહજી સાહેબ ગાદીપર બીરાજ્યા. તેઓ નામદારશ્રીનો જન્મ સંવત ૧૯૩૨ના કાર્તીક સુદ ૯ના રોજ થયો હતો પોતે પણ નાની વયમાં સારો વિદ્યાભ્યાસ કરી મર્હુમ નામદારશ્રી જગતસીંહજી સાહેબની માફક રાજ્યકારોબારમાં ગુંથાયા. પોતે

વિદ્યોતેજક, સ્વધર્મીષ્ટ, દયાળુ, પરોપકારી અને બાહોશ ખંતીલા છે. તેઓ નામદારશ્રી સ્વામીનારાયણના સાચાભક્ત છે.

અમદાવાદના સ્વામીનારાયણના આચાર્ય માહારાજશ્રી વાસુદેવ પ્રસાદજી કુકડીએ પધાર્યા હતા, તે વખતે નામદારશ્રીએ અત્રેથી પોતાના માણસોને મોકલી તેમને અત્રે પધારવા સારૂ ફરમાવ્યું હતું. તેથી સંવત ૧૯૬૯ના જેઠ સુદી ૧૦ને શનીવારના રોજ આચાર્ય માહારાજશ્રી અત્રે પધાર્યા હતા તે વખતે નામદાર માહારાજ સાહેબ પણ પોતાની સ્વોરી તથા નીશાન ડંકા સાથે રાખી સરહદ સુધી સામા પધાર્યા હતા અને ત્યાં આગળ પ્રથમથીજ જાજમો વિગેરે પાથરી તે ઉપર સુંદર ગાદી તકીયા ગોઠવી દીધા હતા. તેથી નામદાર શ્રી ત્યાં આગળ લગભગ અડધો કલાક બિરાજ્યા. અને જ્યારે આચાર્ય માહારાજશ્રી પધાર્યા ત્યારે તેમનું યથાવિધી પુજન કરી પુષ્પના ગુથેલા હારથી વધાવી વાજતે ગાજતે વરઘોડો ગામમાં ફેરવી આચાર્ય માહારાજશ્રીને પોતાના ખાસ બંગલામાં ઉતારો આપ્યો હતો. અને બીજા તમામ સાધુસંત વિગેરેને માટે પણ યોગ્ય સગવડ કરી મુકી હતી. અને અત્રે ત્રણ દીવસ સુધી રાખી ઘણી ધામધુમ કરી આચાર્ય માહારાજશ્રીને યોગ્ય શીરપાવ તથા બીજા માણસોને તેમજ સંત સાધુઓને ચાદરો વિગેરે આપી નિશાન ડંકા સાથે રાખી અત્રેથી નામદાર માહારાજશ્રી સાંમતસીંહજી સાહેબ સાથે પધારી પોતાની સરહદ સુધી વિદાય કરી પોતે પાછા ફર્યા હતા. આવા ધર્મીષ્ટ મહારાજાશ્રીને પ્રભુ દીર્ઘાયુષ બક્ષો અને અમરવેલીની માફક તેમના વંશની વૃદ્ધી કરો.

નામદાર મહારાજાશ્રી ગાદીએ બિરાજ્યા તે વખતે પોતાને બે કુવરો હતા અને સંવત ૧૯૬૯ના જેઠ મહીનાની કૃષ્ણ પક્ષની પડવેને દીવસે ત્રીજા નંબરના કુવરશ્રીનો જન્મ થવાથી ઘણી ધામધુમ સાથે સભા ભરી હતી. અને તમામ મુસદ્દી વર્ગ, સદ્‌ગૃહસ્થો, બ્રાહ્મણો, ભાટ-ચારણો તથા સ્કુલના વિદ્યાર્થીઓએ વિગેરે તમામ પ્રજા વર્ગે આ મેળા-વડામાં ભાગ લીધો હતો. પ્રથમ વિદ્યાર્થીઓએ માહારાજ સાહેબને પ્રભુ દીર્ઘાયુષ બક્ષો ! એ મતલબનું એક કવીત બોલ્યા હતા. ત્યારબાદ નામદાર માહારાજ સાહેબે સર્વને યોગ્ય શીરપાવ આપતાં છેવટ સ્કુલના સ્કોલરોને મીઠાઇ વહેચી બાદ સભા વિસર્જન કરવામાં આવી હતી આવા ધર્મીષ્ટ, ઉદાર, પરોપકારી અને દયાળુ નામદાર માહારાજશ્રીને પ્રભુ દીર્ઘાયુષ આપો અને અમરવેલીની માફક તેમના વંશની વૃદ્ધી કરો.

નામદાર માહારાજ સાહેબના બે કુવરો સુર્યસિંહજી તથા ઉદય-સિંહજી ગાંન્ડલ ગરાશીયા કોલેજમાં અભ્યાસ લેવા માટે પધાર્યા છે. આશા છે કે નામદાર કુવર સાહેબો પણ પિતા અને પિતામહ જેવા બાહોશ, ઉદાર, ખંતીલા, દયાળુ, ધર્મીષ્ટ અને પ્રમાણીક નીવડી પ્રજાનું રક્ષણ કરશે. પ્રભુ ! નામદાર માહારાજ સાહેબ તેમજ કુંવર સાહેબો વિગેરેનું લાંબાકાળ સુધી દીર્ઘાયુષ આપો અને સુખ જોવા નામદાર માહારાજ સાહેબ ભાગ્યશાળી નીવડો ! એમ અંતીમ પ્રાર્થના કરતાં વિરામુ છું.—અસ્તુ !

| | |
|---|---|
| અસાડ શુકલ પક્ષની | લી. હું છું. |
| પુર્ણીમા, સંવત ૧૯૬૯. | આપ નામદારશ્રીની દયામુર્તીનો તાબેદાર સેવક |
| સાદરા, (મહીકાંઠા.) | સાંકળચંદ વનમાળીદાસ રાજપરીઆ. |

# આભાર પત્ર. [૧]

## નામદાર મહારાજા શ્રી ભોપાળસીંહજી સાહેબ.

મુ. સુવેર.

સુજ્ઞ મહાશય !

આપ નામદાર મ્હારાપર હમેશાં પ્રેમાળદ્રષ્ટીથી જુઓ છો, અને આ લેખક પ્રત્યે હમેશાં શુભ લાગણી ધરાવોછો,. વળી વિશેષ માં આ નાનકડા પુસ્તકમાં આપે જે લાગણી ધરાવી મદદ આપી છે તે ઉપકાર આ શેવકથી કદી પણ વિશરાય તેમ નથી. આપની મ્હારા પ્રત્યે આવી શુભ લાગણી જોઇ મ્હારૂં હૃદય અતીશય પ્રફુ-લીન બન્યું છે. આપના આવા અથાગ શુભ ગુણોથી આકર્શાઇ માત્ર એક સાધારણ શબ્દોથી આપશ્રીનો થયેલો આભાર દર્શાવી આપશ્રીનું મુબારક નામ આ લઘુગ્રંથ સાથે જોડી અત્યાનંદ પામું છું. એજ.

# આભાર પત્ર [૨]

## શિરછત્ર તિર્થ સ્વરૂપ મુરબ્બી ભાઇશ્રી શા.

### શા. ચુનીલાલ વનમાળીદાસ.

મુ. સાદરા.

આપે મુળથી મ્હારાપર લઘુ બન્ધુભાવ રાખી ન્હાનપણથી સંભાળી લેઇ પાળી પોષી મોટો કર્યો, મ્હને વિદ્યાદાન અપાવ્યું, અને હજુ પણ મ્હારાપર અણુગીત પ્રેમની વૃદ્ધીઓ કર્યાં જાઓ છો, આપના આવા અગણીત ગુણોનો બદલો વાળવા હું કિંચીત માત્ર શક્તીવાન નથી, અને તે અથાગ ઉપકારની નીશાની દાખલ આ નાનકડા પુસ્તક સાથે આપનું મુબારક નામ જોડી કૃતાર્થ થાઉછું. અસ્તુ, અસાડ શુકલપક્ષની પુર્ણીમા સંવત ૧૯૬૯.

લી૦ હું—શું.

આપ મહાશયોનો સદાનો આભારી.

સેવક.

શા. સાંકલચંદ વનમાળીદાસ રાજપરીઆ.

મફત! મફત!! મફત

સતિ રાધાગોરીના ગ્રાહકોને અમુલ્ય લાભ!

# મહીકાંઠાની મઝા.

મુલ્ય ફકત ચાર આના

જેની અંદર રસીક પ્રભાત સંગ્રહ, રશીક ભજન સંગ્રહ ગાયન સંગ્રહ ઉપરાંત ભક્તિ માર્ગનાં સુદર પદો નોંધવામાં આવ્યાં છે. સતિ રાધાગોરીના ગ્રાહકને વિના મુલ્યે મફત આપવામાં આવશે. તેમજ અન્ય સદગ્રહસ્થો પાસેથી બુકની કીંમત ઉપરાંત પોસ્ટ ખર્ચ જુદુ લેવામાં આવશે. તો તાકીદે નિચેના સરનામે ઓર્ડર આપી નામ નોંધાવો.

મુ. સુવેર પોસ્ટ દાવડ. મહીકાંઠા એ. પી. રેલવે. } એસ. વી. રાજપરીઆ સાદરાવાળા.

# પ્રસ્તાવના.

આ નવીન નોવેલ લખવાનો હેતું મને ઘણા દિવસથી થયા કરતો હતો પરંતુ પરમકૃપાળુ જગદીશ્વરની સહાયતાથી આજે સુજ્ઞ વાંચક વર્ગ સમક્ષ મુકવા ભાગ્યશાળી થયો છું.

આની અંદર બાળલગ્ન, કજોડા વિગેરે વિષયો ચર્ચાવ્યા છે તેનો મુખ્ય હેતુ એ છે કે આર્ય પ્રજામાં આજકાલ ઠેકાણે ઠેકાણે કન્યા-વિક્રય થતો જોવામાં આવ્યાથી, તેમજ તેવી બુકની ખામી પુરી પાડવાના વિચારથી, અને સ્ત્રીઓને પતિ સેવા એજ ખરૂ દૈવત, અને મોક્ષ મેળવવાનું સાધન છે. વિગેરે વિગેરે હાસ્ય અને કરૂણાજનક વિષયોથી આ ગ્રંથ ભરપુર છે. વળી વિશેષમાં ઉછરતી હિન્દુ પ્રજામાં સ્ત્રીકેળવણી ન લેવાથી કેવી કેવી અડચણો આવી પડે છે. અને સ્ત્રીઓ પોતાની જીંદગી કેવી રીતે ગાળે છે, તેનો આબેહુબ ચિતાર આ નાનકડા પુસ્તકની અંદર દર્શાવ્યો છે. અને દરેક સ્ત્રી પુરૂષોને એકજ સરખી રીતે વાંચવા લાયક છે. તો આશા છે કે સુજ્ઞ વાંચકવૃંદ વાંચવા લીધા પછી પુર્ણ કર્યા વગર ભાગ્યેજ મુકશે.

હું એક નવીન ગ્રંથકાર છું. ગુજરાતમાં જુદી જુદા જાતના ગ્રંથકારો ના હાથેથી જુદી જુદી જાતના ગ્રંથો બહાર પડે છે. સામાન્ય પ્રાથમીક કેળવણી પામેલા વાંચકને આ પુસ્તક રૂચીકર લાગશે એવી મારી

નમ્ર ધારણા છે. અને જો તે હેતુ કંઇ પણ અંશે પાર પડશે તો હું આ પુસ્તક લખવાનો હેતુ સફળ થયો માનીશ.

આની અંદર મ્હારા હસ્તદોષથી તથા છાપવા છપાવવા વિગેરેમાં કંઇ ભુલચુક રહી ગઇ હોય તો તે માટે હું સુગ્ન વાંચકવર્ગ પાસે ક્ષમા માગતાં વિરામું છું.

અશાડ શુકલ પક્ષની
પુર્ણીમા. સંવત ૧૯૫૯
સાદરા,–મહીકાઠા.

લી. શેવક
सांकळचंद वनमाळीदास राजपरीआ.

# અનુક્રમણિકા.

॥ श्री गणेशाय नमः ॥

# મનહર-કમળા.

## પ્રકરણ ૧ લું.

### દુઃખી મનહર.



જેષ્ઠ મહીનાની શુકલપક્ષની પૂર્ણીમાની એક રોજ મધ્યાનકાળે ગીષ્મ ૠતુનો પ્રચંડ તાપ પુષ્કળ પડતો હતો, સઘળે સ્થળે શાંન્તિ પ્રસરી રહી હતી, વનનાં પશુ પક્ષીઓ પણ પોતપોતાના આળામાં કળીયુગ સમા અતિશય ઉકળાટને લીધે શાંન્તપણે વિશ્રાંતિ લેવા સારૂ બેઠાં હતાં. વનમાં આંબા, આંબલી, મહુડા, લીંબડા, ખાખર, વડ, રાયણ, બાવળ, કંથેર, બોરડી, જાંબુડી વિગેરે ઘણી જાતનાં ઝાડ હોવા છતાં પણ મુદલ પવન ન હોવાથી, તેમજ અગ્નિ જેવી લૂ વાવાથી નિર્ભયપણે સૌ પક્ષીઓ ચુપકીથી શાંન્તપણે વિશ્રાંતિ લેતાં હતાં. આ વખતે આપણી વાર્તાના મુખ્ય નાયક મનહરને આ વન એવું તો બિહામણું લાગ્યું કે જાણે કોઇ ભૂત પ્રેત કે રાક્ષસનું રહેઠાણ તો નહી હોય ? પણ લાચારી સાથે એક આમ્રવૃક્ષના ઝાડ તળે નિર્ભયપણે બેઠા. પોતાને બે દિવસનો સખ્ત પરિશ્રમ

પડયો હતો. તેમજ ભોજન લીધે પણ બે દિવસ થયા હતા. પણ નીરૂપાય હતો. કારણકે પોતાની પાસે પહેરેલા કપડાં શીવાયનું કંઇ સાધન ન હતું ફક્ત પાણી પીવા સાર એક પાત્ર હતું. પોતાના દીલ ની અંદર ભયથી બહુજ ગભરાવા લાગ્યો.

આવી સ્થિતિમાં આંખો મીચી ફક્ત ઇશ્વર સ્મરણ કરતો બેશી રહયો. અને પોતાને જે કારણથી અહી આવવું પડયું હતુ તેને તે હજારો, લાખ્ખો, બલકે કરોડોવાર ધીક્કારતો હતો. અને હરવખતે ઇશ્વર પાસે એજ માગતો કે અમારા આ કટ્ટા રાક્ષસરૂપી હાનીકારક જીવાજોને નાબુદ કરવા તમો જલદી તૈયાર થાઓ, આ રંક પ્રાણીને આપનો પુર્ણ ભરસો છે કે અમારી જ્ઞાતિના રાક્ષસ-રૂપી મનુષ્યના દીલમાં આમ્ર જેવું બી રોપી અમારા કટ્ટા દુશ્મનનો સંહાર કરશો.

લગભગ અડધા કલાક સુધી મૌન ધારણ કરી ઇશ્વર સ્મરણ કરતો બેઠો! એવામાં પરમાત્માની તેના ઉપર પૂર્ણ મહેરબાની થઇ ન હોય! તેમ એકાએક પવન વાવા લાગ્યો, પવન વાવાથી ઝાડ ઉપરથી કેરીઓ, રાંયણાં, મહુડાં વિગેરે અમ્રતફળો ટપોટપ જમીનપર પડવા લાગ્યાં, અને પક્ષીઓપણ પોતપોતાના માળામાંથી નીકળી કલ-કલના શબ્દવડે આખુ વન ગજાવી મુકયું. મનહરના હર્ષનો પાર રહયો નહીં ઇશ્વરનો ઉપકાર માનતો ઉઠયો, અને નિચે પડેલા ફળ-ફળાદીકથી તૃપ્ત થયા પછી તૃષ્ણાને લીધે પાણીની શોધમાં ને શોધમાં આગળ ચાલવા લાગ્યો. પણ કોઈ ઠેકાણે જળનું ચિન્હ દ્દષ્ટિગોચર ન થવાથી મનના અંદર દિલગીર થવા લાગ્યો. પણ હીંમત ન

હારતાં આગળ વધવા માંડ્યો. છેવટે એક જીર્ણ થઇ ગયેલી વાવ લગભગ અડધો મૈલને છેટે તેની નજરે પડી, તેથી ઝડપથી તે તરફ વળ્યો; અને વાવ ઉપર ગયો. પણવાવ ઉપરવડનું ઝાડ હતું તેનાં મુળ તેની અંદર હતાં મનહર જેવો વાવની અંદર પાણી પીવા ઉતર્યો તે વેળા ઉપરના ઝાડમાં કોઇ ઝેરી સાપ સંખ્યાબંધ જોયા, તેથી પાણી ન પીતાં તુરત પાછો વળ્યો. અને ઇશ્વરનો ઉપકાર માનવા લાગ્યો કે હે પ્રભુ! મનુષ્યને પોતાની ચીંતા છે, પણ આપને તો આખી સૃષ્ટિની ચીંતા છે. તેમજ મનુષ્ય ધારે છે શું! ને આપ કરો છો શું? જો કદાપિ મેં તે જળ પીધુ હોત તો આ વિકાળ નાગ તુરત મ્હને ડસન કરત અને તેથી હુ તરત મરણ પામત કારણ કે ઉપર ઝેરી જાનવરનું રહેઠાણ છે. વિગેરે વિગેરે બોલતો ઇશ્વરનો ઉપકાર માનતો આગળ ચાલવા માંડ્યો.

છેવટે એક સુંદર સરોવર કેટલેક છેટે તેની નજરે પડયું તેથી તે ત્યાં ગયો. આ વખતે એક બાળીકા પોતાનાં કપડાં તે સરોવરની અંદર ધોતી હતી. મનહર પાણી પી તૃપ્ત થયા પછી પુછ્યું કે અહીંથી રમણીકપુર કેટલું દુર હશે? તે બાળીકાએ ઉત્તર આપ્યો કે લગભગ એક માઇલ દુર હશે. તમારે કોના ત્યાં જવું છે?

**મનહર**—મ્હારે હિન્દુ અનાથાશ્રમમાં જવું છે.

**બાળા**—શી જ્ઞાતે છો?

**મનહર**—હું વિજયનગરનો રહેવાશી છું, અને જ્ઞાતે નાગર વાણીયો છું તમારે આટલું બધું પુછવાનું શું પ્રયોજન?

**બાળા**—ઉચ્ચ જ્ઞાતિના દેખાવા છતાં અનાથાશ્રમનો રસ્તો

લેવાથી પુછવાની જીજ્ઞાસા થઇ. બીજું કંઇ નહીં.

**મનહર**—દુ:ખના લીધે અનાથાશ્રમમાં જવું પડે છે.

બાળીકા પોતાનાં કપડાં ધોઇ ઘર તરફ વળી, અને મનહર અનાથાશ્રમ ભણી ગયો, વખત થઇ જવાથી અનાથાશ્રમ બંધ થયેલું જોયું તેથી એકાદ ધર્મશાળામાં ઉતારો કર્યો.

પ્રિય વાંચકો ! મનહર શાકારણથી પોતાનું વતન છોડી અત્રે આવ્યો હતો, અને શો રાક્ષસી રીવાજ દુર કરવા ઇશ્વર પાસે યાચતો હતો, તે આગળ ચાલતાં હું આપની આગળ વર્ણવા યથામતિ પ્રયત્ન કરીશ. જ્ઞાતિ કુચાલોથી પાયમાલીની પરિસીમાએ પ્હોંચેલાં હીંદુ અનાથ બાળકોનો ઉદય કેવળ સ્વાશ્રયને પ્રયત્ન ઉપરજ છે. એ સુજ્ઞ વાંચકના જાણવામાં હોવું જોઇએ.



## પ્રકરણ ૨ જું.

### મનહર નિશાળમાં.



પુર્વે ગુર્જર ભુમીના પવિત્ર સાભ્રમતિ નદીના કીનારાપર રમણીકપુર શહેર આવેલું હતું. આ શહેરને ફરતું પાસેની નદીમાંથી પાણી વાળી લીધેલું હોવાથી સમુદ્રમાં તરતા બેટની માફક આ શહેર લાગતું હતું. વિશેષમાં શહેરને ફરતો કોટ, કોઇ બીજા રાજાઓ ઓચીંતા ચઢી ન આવે તેટલા સારૂ બંધાવેલો હતો, તેમજ લીલ અને મજબુત લોખંડના ઝીણા ભાલા તથા કાચના કટકા તે ઉપર કોટના ફરતે ચણતરમાં ચણાવેલા હતા કે જેથી તે વખતના દુશ્મનોને તે ઉપર ચઢી શકવું કઠણ થઇ પડતું. તેમજ કોટ એવો તો મજબુત બંધાવેલો હતો કે દુશ્મનોથી પણ એક કાંકરી તોડવી મુશીબત થઇ પડતી હતી. આ કોટને ચાર દરવાજા હતા, ને દરેક દરવાજે લાકડાના મજબુત પુલ શહેરમાંથી બહાર જવા આવવા સારૂ બંધાવ્યા હતા.

શહેર બહાર મેદાનમાં પણ એક બાગ બંધાવ્યો હતો. અને તેને પણ ફરતો કોટ બંધાવવામાં આવ્યો હતો, તથા મધ્યમાં એક દરવાજો લોકોને આવવા જવા સારૂ રાખ્યો હતો. દરવાજાની અંદર ગયા પછી બગીચામાં ફરવા હરવાને માટે નાની નાની સડકો બંધાવી હતી, સડકની એક બાજુએ મોગરા, ગુલાબ, ચંપો, ચંબેલી, જુઇ, જાય, ડમરો વિગેરે અનેક જાતનો ફુલો હારબંધ ખીલી રહ્યાં હતાં, અને બીજી બાજુએ દાડમ, દ્રાક્ષ, અંજીર, અનનાશ, પોપનીશ, સફ-

રજન, લીંબુ, નારંગી, કેળ, નાળીએરી, સીતાફળ, જામફળ, વિગેરે અનેક જાતનાં ફળ ફળાદિકનાં ઝાડ હતાં, વળી વિશેષમાં મધ્યમાં એક મંડપ રાખવામાં આવ્યો હતો, તે ઉપર દ્રાક્ષની વેલ વિટાયેલી હતી તે વળી બાગની શોભામાં ઓરવૃદ્ધિ કરી રહી હતી. તેમજ ઠેકાણે ઠેકાણે મનુષ્યને વિશ્રાંતી લેવા માટે લાકડાના સુંદર બાંકડા ગોઠવી દીધા હતા, અને ફળ ફુલ વિગેરેને ખીલતાં રાખવાને માટે ઠેર ઠેર પાણીના નળો રાખવામાં આવ્યા હતા. વિગેરે અતિશય રમણીય લાગે તેવો આ બાગ રમણીકપુરના પ્રજાપ્રિય માહારાજા કનકસીંહે પોતાની પ્રજાને હવા ખાવા સારૂ બંધાવ્યો હતો.

શહેરની અંદર પ્રથમ જમણા હાથે પોલીસની ચોકી મધ્યમાં પ્રજાની જાનમાલની સલામતી માટે રાખવામાં આવી હતી, તેથી ચોર, ઠગારા, લુટારા, વિગેરે લોકો ભાગ્યેજ આ શહેરમાં ચોરી કરવા આવતા હતા; એવો મહારાજ સાહેબ તરફથી પોલીસનો પાકો બંદોબસ્ત હતો. શહેરની બંને બાજુએ વેપારી લોકોની દુકાનો હારબંધ ગોઠવાયેલી હતી, વેપારી લોકો પોતાને મનમાનતો વેપાર કરી ગુજરાન નભાવતા હતા. વળી વિશેષમાં માહારાજ સાહેબે પણ પોતાની પ્રજાને કેળવણી લેવા સારૂ શહેરમાં ઇંગ્રેજી, ગુજરાતી, કન્યાશાળાઓ વિગેરે સ્થાપી હતી. તેમજ સામાન્ય લોકોના હિતની ખાતર દવાખાનાઓ, ધર્મશાળાઓ, અનાથાશ્રમો બંધાવ્યાં હતાં, અને તેના નીર્વાહને માટે માહારાજા સાહેબ પુરતી રકમ અનાથાશ્રમ વિગેરેમાં આપતા. શહેરમાં બ્રાહ્મણ, વાણીયા, કણબી, લોહાર, ગાંચી, મોચી, સઇ, સુતાર, ભીલ, કોળી વિગેરે અઢારે વર્ણના માણસો રહેતા હતા.

પ્રભાતમાં સ્નાન સંધ્યાદિક ખટકર્મ કરવા સારૂ સૌ લોક પાસે વહેતી પવીત્ર સાબરમતિના કિનારાપર એક પછી એક આવવા લાગ્યા

આ વખતે દેવ મંદિરોમાં ઘંટનાદ થતા હતા. ઠેકાણે ઠેકાણે કૃષ્ણ પરમાત્માના પરમ ભક્ત નૃસિંહમેતાનાં પ્રભાતીયાં ગવાતાં હતાં. આ વખતે આપણી વાર્તાનો મુખ્ય નાયક મનહર પણ ગઇ કાલના સખ્ત પરિશ્રમને લીધે ઉંઘી ગયેલો હતો, તે ઘંટનાદ સાંભળી ઇશ્વર સ્મરણ કરતો ઉઠયો, અને શહેરની અલૌકિક ખુબી નીહાળતો નીહાળતો અંતે પવિત્ર નદીના તટપર આવ્યો અને નાહી ધોઇ દેવમંદિર વિગેરેમાં દર્શન કરી છેવટ અનાથાશ્રમના મેનેજરને મળ્યો ને તેમના ઉપરનો પત્ર આપી નમ્રતા પુર્વક પોતાને અત્રે રહેવાની ઇચ્છા બતાવી.

મેનેજરને આપેલો પત્ર પોતે વાંચી ખુશી થઇ અનાથાશ્રમમાં તેને દાખલ કીધો અને સ્કુલમાં ભણવા માટે મુકયો આ વખતે મનહરની ઉમ્મર લગભગ બાર વર્ષની હતી. અને ગુજરાતી છઠુ ધોરણ પસાર કરી, વધારે અભ્યાસ કરવા સારૂ અત્રે આવ્યો હતો. અનાથાશ્રમમાં બ્રાહ્મણ, વાણીયા, કણબી, વિગેરે હરકોઇ નિરાધાર માણસો આવતા હતા, અને તે સર્વને માટે માહારાજ સાહેબ તરફથી પરવાનગી હતી. પણ નિરાધારનું સર્ટીફીકેટ તે ગામના મુખી, મતાદાર અગર હરકોઈ અમલદારનુ લખેલુ અનાથાશ્રમના મેનેજરને આપવુ પડતું હતું. અને જે કોઇ આવે તેને માટે ખોરાકી, લુગડાં, ચોપડીઓ વિગેરેનું ખર્ચ ના. માહારાજા સાહેબ તરફથી મળતું હતું. વિદ્યાર્થીઓ પોતે ભણી રહયા પછી પોતાના વતનમાં જવું હોય ત્યારે મેનેજરને કહેતા અને મેનેજર માહારાજા સાહેબને જાહેર કરી તુરત રજા આપતા આવા ધર્મીષ્ટ માહારાજાના આવા અનેક ધર્મના કામોથી સર્વ પ્રજા સંતોષ પામતી. તેમજ દરવરશે હજારો નિરાધાર માણસો આ અનાથાશ્રમમાં દાખલ થતા. પણ નામદાર માહારાજા સાહેબ તરફથી કોઇને રોકાવટ થતી નહિં.

---

## પ્રકરણ ૩ જું.

### ભલામણ પત્ર.



મનહર એક નાનકડા ગામનો દુઃખી માણસ હતો, પ્રથમ તો તેના પિતા પૈસેટકે સુખી હતા. પિતાનું નામ લક્ષ્મીપ્રસાદ અને માતાનું નામ પ્રભા હતું. આ શીવાય તેને બે ભાઇ તથા એક બ્હેન હતી, બંને ભાઇઓનું નામ મોહનરાય તથા વસંતરાય હતું. સૌથી મોટા મોહનરાય તે પછી વસંતરાય તે પછી બ્હેન વિદ્યાગૌરી અને છેવટનો મનહર હતો, આવી રીતે તેનું કુટુંબ વિજયનગર ગામમાં રહેતું હતું.

તેના કુટુંબમાં હાલ ફક્ત તેની માતુશ્રી પ્રભા, તથા તે બંને હતાં. તેની આવી સ્થીતિ આવવાનું કારણ એ હતું કે તેની જ્ઞાતિમાં કન્યાવિક્રયના દુષ્ટ રીવાજે સદીઓનો સડો ઘાલ્યો હતો. પ્રથમ તેના પિતાએ એક હજાર રૂપીઆ આપી લગ્ન કર્યું હતું. જે વખતે સર્વ હયાત હતાં ત્યાંસુધી તો કોઇને હરકત નહોતી, પણ કમનશીબે તે ગામમાં દુષ્ટ કોલેરાનો ઉપદ્રવ થવાથી પ્રથમ તેના પિતાશ્રી લક્ષ્મી-પ્રસાદ તથા મોટા ભાઇ મોહનરાય ઓચીંતા તે રોગમાં ઝપટાયા, તેથી તેમની પાછળ ન્યાતના રીવાજ મુજબ કરજ કરી ખર્ચ કરવાં પડયાં તેથી પોતાની પાયમાલીની દશા આવી. આવી રીતે કેટલોક સમય વ્યતીત થતાં એક પછી એક એમ આખા કુટુંબનો નાશ થવા આવ્યો, છેવટ બંને માતા તથા પુત્ર રહ્યાં. આ વખતે પોતાને ગુજ-રાન નિભાવવાને પણ મુસ્કેલી પડવા લાગી. પ્રભા પાસે દ્રવ્ય ન

હોવાથી દળણું વિગેરે ધરધંધો કરી પોતાનું ગુજરાન નિભાવતી. આ વખતે મનહરની ઉમ્મર ફક્ત પાંચ વરસની હતી, ને તે સ્કુલમાં પહેલી ચોપડી ભણુતો હતો. આ વખતે આ દુઃખી નિરાધાર કુટુંબને કોઇનો કંઈ પણ બાબતનો આશ્રય નહોતો. તેથી પ્રભા મહેનત મજુરી વિગેરે કરી પોતાના બાળક મનહરને ઉછેરી મોટો કરતી હતી.

મનુષ્ય ધારે છે શું! અને ઇશ્વર કરે છે શું! આપણે આપણા પોતાનાજ સ્વાર્થમાં મચ્યા રહીએ છીએ, પણ દયાળુ ઇશ્વિર કોઇને કોઇ પણ બારી ઉઘાડી આપે છે. આપણને આપણી પોતાની ફીકર હમેશાં થયા કરે છે, ને તે જગકર્ત્તા દિનાનાથ દિનબંધુ પરમાત્માને તો આંખી સૃષ્ટિની ચીંતા થયા કરે છે. દયાળુ પરમાત્મા સર્વને ભુખ્યાં ઉઠાડે છે પણ સુવા દેતો નથી, તેવીજ રીતે મનહરના માટે એક દયાળુ મનુષ્યના દિલમાં દયા મુકી.

વિજયનગરમાં એકો પ્રેમરાય કરીને તેમનીજ જ્ઞાતિનો એક માણસ રહેતો હતો, તે આજ ગામમાં તલાટીનું કામ કરતો હતો. તેને પ્રભા ઉપર આવું ઓચીંતુ દુઃખી વાદળ તુટી આવેલું જોઈ પોતાના મનમાં દયા આવી, તેથી તેણે એક રોજ પ્રભાને કહ્યું કે–બ્હેન તમે મનહરને મ્હારી પાસે મુકો, હું તેને થોડું ઘણું ભણાવી રમણીકપુર શહેરમાં અનાથાશ્રમમાં મોકલી દેઇશ, ત્યાં તે ભણી હુશીયાર થઇ અત્રે આવશે, જેથી તમારી દુઃખી દશા દુર થશે.

**પ્રભા**—ભાઈ આપ કહો તેમ કરૂં. તે બાબતમાં મને કંઈ હરકત નથી, મારા માથે ઓચીંતુ એકાએક દુઃખ આવવાથી ઘણીજ અમુઝાઉં છું. તેમજ હાલમાં મ્હારી પાસે કંઇ આધાર ન હોવાથી

હું મારૂં પોતાનું ગુજરાન નિભાવી શક્તી નથી. (બહુ હિમતથી એટલા શબ્દો બોલી શકી.)

**પ્રેમરાય**—બ્હેન ફીકર કરશો નહી. દશાવિશી સૌને ચાલી જાય છે, રાજા અને રંક સર્વને માથે દુઃખ આવી પડે છે, હરિશ્ચંદ્ર જેવો સત્યવાદી રાજા હતો તેને પણ એક વખતે નીચને ત્યાં વેચાવું પડયું હતું, તથા પાંડવોને પણ વનવાસ ભોગવવું પડયું હતું. તેમજ રામચંદ્રજીને પણ સવારમાં તો રાજ્યાભિષેક કરવાનો હતો પણ તેજ સવારે વનવાસ જવા વખત આવ્યો હતો. એવી રીતે મોટા મોટા મહાન્ પુરૂષોને દુઃખ પડે છે તો આપણે મનુષ્ય માત્ર તો શી ગણત્રીમાં. માટે બ્હેન ફીકર કરશો નહિ, અને મનહરને કાલથી મારે ત્યાં મોકલજો. તે અત્રે રહેશે અને ખાઈ પી સ્કુલમાં જશે.

**પ્રભા**—બહુ સારૂ ભાઈ જેવી આપની ઈચ્છા.

**પ્રેમરાય**—બ્હેન તે બાબતની આપ જરાએ ફીકર કરશો નહી. હું મ્હારા પુત્ર મનુની માફક રાખીશ.

પ્રેમરાયે પ્રભાના મનનું આ પ્રમાણે સમાધાન કરવાથી પ્રભા પોતાને ત્યાં ગઈ, અને બીજા દિવસથી મનહરને પ્રેમરાયે પોતાના ત્યાં બોલાવી લીધો, અને તેને ગુજરાતી સાત ચોપડીઓ ભણાવી છેવટ ભલામણ પત્ર લખી આપી રમણીકપુર વિદાય કીધો.

વિજયનગર તા............

હિન્દુ અનાથાશ્રમના મેનેજર સાહેબ.

**મુ. રમણીકપુર.**

“ વિશેષ વિનંતી સાથે લખવાનું કે આ ચીઠી લાવનાર માણસ તદન નિરાધાર છે. અત્રે લગભગ પાંચ ૭ વર્ષ ઉપર દુષ્ટ કોલેરાનો

ઉપદ્રવ થયો હતો તેમાં તેના પિતા તથા મોટા ભાઇ અચાનક તે રોગમાં ગુજરી ગયા છે. ત્યારબાદ એક પછી એક એમ આખા કુટુંબનો નાશ આવ્યો હતો. હાલ તદ્દન નિરાધાર આ બંને મા દીકરો છે, મી. મનહર લક્ષ્મીપ્રસાદને આજસુધી મેં મ્હારી પાસે રાખી ગુજરાતી ૭ ધોરણો પસાર કરાવ્યાં છે. અને તેને આગળ ઇંગ્રેજી ભણવાથી ઉમેદ હોવાથી આપની તરફ મોકલ્યો છે. તો આશા છે કે તેને અનાથાશ્રમમાં દાખલ કરશોજી. મનહરની ચાલચલગત ઘણીજ સારી છે અને તે વિષે મને પૂર્ણ ખાત્રી છે." હાલ એજ તા. સદર.

લી. સેવક,
પ્રેમરાય.



# પ્રકરણ ૪ થુ.

## જગમોહનરાયનું વૃત્તાંત.



પ્રિય : પાઠકો જગમોહનરાયે પૈસાના લોભથી પોતાની પુત્રીઓને કેવી સ્થીતિમાં લાવી મુકી હતી તે તરફ હવે આપણે નજર કરીએ.

રમણીકપુરમાં જગમોહનરાય એક ઉચ્ચ વણીક જ્ઞાતિમાં જન્મ્યો હતો. સ્ત્રીનું નામ વિશ્વાસવતી હતું. આ સિવાય તેને બે દીકરીઓ હતી. એકનું નામ રંભા અને બીજીનું નામ કમળા હતું. જગમોહનરાયે રંભાના સાસરીઆં પાસેથી બહુ પૈસો લીધો હતો, એને એક નજીકના ગામડામાં પરણાવી હતી, આ દીકરીની એવી તો દુર્દશા થઈ હતી કે પોતાના ભરણપોષણના પણ વખતે સાંસા પડતા હતા, કારણકે તેણીના સાસરીઆં પાસે કંઈ વિશેષ દ્રવ્યનો સંગ્રહ રહ્યો નહોતો વળી વિશેષમાં રંભાનું લગ્ન થયે પુરા બાર માસ થયા નહોતા તેવામાં તેનો પતિ ગુજરી ગયો. આ વખતે રંભાની ઉમ્મર ફક્ત સોળ વર્ષની હતી. " ભરદરિયે વ્હાણ જાણે ડુબ્યું " વિશેષમાં કેળવણી એટલે શું ! તે તો તેણીની મુદ્દલ જાણતી નહોતી. કારણકે તેના પિતાના ત્યાંથી કંઈ કેળવણી આપવામાં આવેલી નહોતી.

રંભાનું રૂપ વિધાતાએ ઘણીજ સંભાળપુર્વક બનાવ્યું હતું

વળી ભરજોબનમાં આવેલું વિધવાપણું સહન કરવાને ઘણી મુશીબત પડવા લાગી ખરાબ સાહેલીની સોબતમાં પડી ફટાણાં વિગેરે ગાવા શીખી તો પણ ગમે તેવી સ્થીતિમાં છતાં, અને કેળવણીરહિત છતાં, પોતાના પુર્વ જન્મના પુણ્યના પ્રાબલ્યે કરીને નદીના પુરમાં સામા પ્રવાહે તરવા સમી મુશીબતો વચ્ચે સંસાર સમુદ્રના મોજાં સામે ટક્કર ઝીલતાં, પોતાની નીતિ, હિંમતથી, પ્રબળ ઇચ્છાથી, ને ઇશ્વર ભક્તિથી ટકાવી રાખતી.

પ્રિય વાંચકો ! શું તમો આવા દુષ્ટ પિતાને હજારો, અરે લાખો, બલ્કે કરોડો વાર ધીક્કાર નહી આપો ? આશા છે કે આપ એવા દુષ્ટ રીવાજથી દુર રહેશો ને બનતા સુધી આપની જ્ઞાતિમાંથી તેવા દુષ્ટ રીવાજને દુર કરવા કોશીષ કરશો. આવા હરામી પૈસાની દરકાર ન કરતાં હમેશા સર્વ પોતપોતાની દીકરીઓને કેળવણી વિગેરે આપી સારા સદ્ગુણી માણસ સાથે લગ્ન કરાવવું.

નામદાર બ્રિટિશ સરકારે આપણા હીતની ખાતર ઠેર ઠેર સ્કુલો બંધાવી છે, અને પ્રજા જેમ હુશીયાર, ઉદ્યોગી, અને ખંતીલી થાય તેમ જોવા પોતે ઇચ્છે છે. મોટા શહેરથી માંડીને તે છેક નાનકડા ગામડા સુધી સ્કુલો બનાવી પ્રજાને કેળવણીનો લાભ આપે છે. પણ આવા દુષ્ટ વિચારના લોકોને શીખવવાની શાળાની અગત્ય જરૂર છે. ધન્ય છે, નામદાર બ્રિટિશ સરકારને! કે જેણે પોતાની પ્રજાને માટે આટલો, પરિશ્રમ વેઠયો છે. આગળના રાજાઓના ઇતિહાસ ઉપરથી આપણને ખાત્રી થશે કે નામદાર બ્રિટીશ સરકારના ન્યાયી રાજ્યમાં આપણે જેટલી કેળવણી લેઇએ છીએ, તેટલી કેળવણી આગળના વખતમાં લીધેલી નહોતી.

અરે આવા દુષ્ટ જગમોહનરાયના જેવા પિતા વિષે મી. નરસીંહ દેવચંદ બ્હેરાએ પોતાની "લક્ષ્મી અને મેના" નામની ચોપડીમાં લખ્યું છે કેઃ—

## ગરબી.

(મન માને નહિ મો કેશ સમજાવું, તોયે શું થાય.) એ રાહ.

ઓ દુષ્ટ પિતા દીકરી વેચી, ધન લેવાનું ધારમાં;
દઈ ડોસાને રંડાપો આપ્યો તે, કન્યાદાનમાં.—ટેક.

તને રૂંવે રૂંવે કીડા પડશે, તારી છાતી પર જમડા ચડશે;
ધગધગતા ખીલા ધાબડશે—ઓ દુષ્ટ પિતા. ૧

તારાં ગાત્ર ગળીને કોડે ગળશે, ઘરમાંથી ખાવાનું ટળશે;
વાવેલાં વિષ વૃક્ષો ફળશે—ઓ દુષ્ટ પિતા. ૨

કોઈ બળદ બીજું ન મળ્યું તમને, જે ઘરમાં ખાતર દીધ ખુણે;
તને સાંભળે દુનિયા આ ખુણે—ઓ દુષ્ટ પિતા. ૩

તેં અંતકાળનો લાડુ લીધો, ઝેરનો પ્યાલો મોંઢે દીધો;
બાપલીયા તું જરા ન બીધો—ઓ દુષ્ટ પિતા. ૪

જો તારૂં પશ્ચાતાપ તણું, ઉર દ્વાર ઉઘાડી જો ક્ષણું;
તો પામીશ પંડે દુઃખ ઘણું—ઓ દુષ્ટ પિતા. ૫

અરે ડોસો ડગલાં દંડવડે, થોડું ચાલે ત્યાં થાક ચડે;
અડબડીઆં આવે અથડાઈ પડે—ઓ દુષ્ટ પિતા. ૬

તે સાથે કન્યા ચોરી ચઢી, જોવા જન મળીયાં તેજ ઘડી;
તારી છાતી ફાટી કેમ ન પડી—ઓ દુષ્ટ પિતા. ૭

આ હરામી પૈસો નહી રહેશે, છોકરી છાજીઆં નિત્ય લેશે;
નખોદ જશે શ્રાપો દેશે—એ દુષ્ટ પિતા. ૮
વિષ પાવું હતું ગળથુલીમાં, કે મારા નહીં શીળી ઓરીમાં;
પણ આ તો સંકટની સીમા—એ દુષ્ટ પિતા. ૯
મીંઢોળ મડા સાથે બાંધ્યો, સબનો સંબંધ અરે સાંધ્યો;
તે પાપ પાક રાતે રાંધ્યો—એ દુષ્ટ પિતા. ૧૦
એ અંધ આરશી શું કરશે, એ રોઈ રોઈ અંતે મરશે;
કાં વાત કુવામાં જઈ પડશે—એ દુષ્ટ પિતા. ૧૧
એની શાસ્ત્ર વિષે પાડી છે ના, જન સુજ્ઞ સાહેદી છે એના;
આ પુન્ય પુરાવા આગેના—એ દુષ્ટ પિતા. ૧૨
આજકાલ વધ્યો એ ચાલ અતી, ફરી ગઈ છે માણસ કેરી મતિ;
જોતાં નથી નીતિ કે અનીતિ—એ દુષ્ટ પિતા. ૧૩
ઘરમાંથી ટળ્યું છે ખાવાનું, જેથી કાટલું કાઢયું કન્યાનું;
કોણ બંધ કરે નહી કરવાનું—એ દુષ્ટ પિતા. ૧૪
નથી દેતું કોઇ શીખ શ્રીમુખે, પછી ભાવે તેમ કરે સુખ્ખે;
પણ વલ્લભનું દેખી દીલ દુઃખે—એ દુષ્ટ પિતા. ૧૫

પ્રિય વાંચકો ! ઉપરની ગરબી વાંચવાથી ખાત્રી થઇ હશે કે કન્યાવિક્રય કરવાથી કેવાં માઠાં પરિણામ આવે છે. હવે આ વિષેની લાગણી જગમોહનરાયની બીજી પુત્રીને થઇ આવી. અને તેથી તે પણ વખતે મ્હારી બ્હેનના જેવી દુર્દશા મારી થશે એથી ચિંતાતુર રહેવા લાગી.

## પ્રકરણ ૫ મું.

## સ્નેહનું બીજ.



શાળામાં દાખલ થયા પછીઃ અનુક્રમે એક પછી એક વરસ વીતવા લાગ્યું, આપણી વાર્તાનો મુખ્ય નાયક મનહર આજે ઇંગ્રેજી છઠ્ઠી ચોપડીનો અભ્યાસ કરે છે; અને ત્યાંના મેનેજરને પોતાની બુદ્ધિ ચાતુર્યતાથી અતિશય પ્રિય થઇ પડયો છે. તેથી મેનેજર જ્યારે જ્યારે સભાઓમાં જતા, ત્યારે ત્યારે મનહરને સાથે રાખ્યા સિવાય ભાગ્યેજ અનાથાશ્રમથી દૂર રહેતા. પોતે સભાઓમાં સુધારાના ભાષણો આપતા અને વખતે મનહર પાસે પણ અપાવતા. મનહર એવો તો પ્રિય થઈ પડગો હતો કે કદાપી જો તે કંઇ સાંજે ફરવા ગયો હોય અને રાત્રે વાળુ વખત સુધીમાં તે ન આવે, તો મેનેજર તેના આવ્યા શિવાય બીલકુલ જમતા નહિં. તેમજ આવી રીતે તેની લાયકાતથી આખુ શહેર તેને હર વખત આદરમાન સાથે પોતાને ત્યાં બોલાવતું. નામદાર માહારાજ સાહેબ પણ તેને બાલાવસ્થામાં આવો ચાલાક તેમજ હુશીયાર જોઈ ખુશી થતા, અને જ્યારે જ્યારે મનહર ભાષણો આપતો ત્યારે ત્યારે કીંમતી ઇનામો તેને આપી ખુશી કરતા આવી રીતનો મનહર સર્વ પ્રજાને પ્રિય થઇ પડયો હતો.

એક વખતે અસાડ મહીનામાં એક રોજ સાંજના તે પોતાના મેનેજરની રજા લેઇ બગીચામાં ફરવાને માટે નીકળ્યો, અને શહેરમાં ફરતા ફરતો લગભગ પાંચ વાગ્યાના અરસામાં તે બાગની અંદર

ખ્યાલ થયો, અને સુંદર પુષ્પ તથા ફળ નિહાળતો નિહાળતો છેવટ એક સુંદર બાંકડાપર વિશ્રાંતી લેવા સાર બેઠો.

થોડીવાર પછી તે બાગની અંદર બે બાળાઓ ( સખીઓ ) એક બીજાનો હાથ ઝાલી ફરવાને સારૂ ત્યાં આવી, બંને બાળાઓ-માંની એક આપણે પાછળ વાંચી ગયેલ કમળા હતી, અને બીજી લક્ષ્મી હતી. બંને એકજ જ્ઞાતિની તેમજ ફુસ્ની સગી હતી. બંને બાળાઓમાંની લક્ષ્મી પરણેલી હતી લક્ષ્મીની ઉમ્મર પંદર સોળ વર્ષની અને કમળાની ઉમ્મર બાર તેર વર્ષની હતી, બંને સખીઓ એક બીજાનો હાથ પકડી મંદમંદ હાસ્યની વાતો કરતી સુંદર બાગના પુષ્પને નિહાળતી હતી. આ વખતે તેણીઓ જાણતી હતી કે અત્રે કોઇ નથી જેથી પોતપોતાની મરજીરૂપ વાર્તાલાપ કરતી નજીકના બાંકડા ઉપર બેઠી.

આ સમયે કમળાનું યૌવન પુર્ણતાને પ્રાપ્ત કરી ચુકયું હતું. કમળાનું મુખ વિધાતાએ અતિ સંભાળપુર્વક બનાવ્યું હતું. જેવું તેનું નામ કમળા હતું તેવીજ ખરેખર કમળાના પુષ્પ જેવી ખીલતી આંખ મનુષ્યને આકર્ષણ કરે તેવી હતી; શરીર રંગ ચંપક પુષ્પ સમાન, અને કાળી નાગણ જેવા કાળા અને કોમળ વાળ પાડની નીચે સુધી હતા, મુખની અનુપમ છટા મનમોહક હતી, તેમજ વળી વિશેષમાં પાતળા પાતળા લાલ હોઠપરથી મધુર હાસ્ય કવચિત જણાતું શરીરે ગુલાબી રંગની જીકથી ભરેલી ચોળી પહેરેલી હતી. તેમજ આસમાની રંગનો ઝીણો સાળુ પહેરેલો હતો, કંઠમાં એક સોનાની હીરાકંઠી અને હાથની આંગળીએ એક વીંટી સિવાય બીજું કંઇ નહોતું. મોટા વિશાળ કપાળની મધ્યમાં હીંગળોકની એક નાનો

ચાંદલો કર્યો હતો તે વળી રૂપમાં વિશેષ વૃદ્ધિ કરી રહ્યું હતું. તે સુકુમાર દેહના પ્રત્યેક અંગ જાણે યૌવનના ભારથી દબાઇ ગયાં હોય તેમ થઇ રહ્યું હતું. રૂપ, યૌવન જેવા અતુલ ધન મેળાવ્યા છતાં તે સુશીલાને બીલકુલ અભિમાન અથવા પ્રસન્નતા નહોતી. પણ એ અતુલ ધનને કન્યાવિક્રયના દુષ્ટ રીવાજને લીધે પિતાના ઘરમાં શી રીતે સાચવી શકાશે, તેની ચિન્તામાં હમેશાં વિચાર કરતી હતી. તે જ્યારે કોઇવાર પોતાની ખાનગી ઓરડીમાં બેસતી ત્યારે કન્યાવિક્રય કરનારાઓને હજારોવાર ધીક્કાર આપતી; અને ઇશ્વર પાસે યોગ્ય પતિ મળે એ વિષે હમેશાં પ્રાર્થના કરતી હતી.

થોડીવાર મૌન રહ્યા પછી કમળાની દ્રષ્ટિ એકાએક આપણી વાર્તાના મુખ્ય નાયક મનહર ઉપર પડી, તેથી પોતાની બ્હેનપણીને કહેવા લાગી કે બ્હેન! પેલા સામેના બાંકડા ઉપર કોણ છે?

લક્ષ્મી—કેમ તું એને નથી ઓળખતી?

કમળા—ના બ્હેન.

લક્ષ્મી—ત્યારે અજાણ્યા માણસને જાણવાથી શું ફાયદો!

કમળા—કંઇ નહી. બ્હેન ન જણાવો તો તમારી મરજી.

લક્ષ્મી—તે વિજયનગરના નાગર ગ્રહસ્થ છે, તેમનું નામ મનહરલાલ છે, અને અહીં અનાથાશ્રમમાં ભણવા સારૂ આવ્યા છે. તેમને આખુ શહેર ઓળખે છે અને તેમની લાયકાત વિષે થોડું ઘણું તું પણ જાણતી હોઇશ. તે જ્યાં જ્યાં સભાઓ થાય છે, ત્યાં ત્યાં સુધારાનાં ભાષણો આપે છે,

કમળા—વારૂ બ્હેન! તેમને વિજયનગર છોડી અત્રે શામાટે આવવું થયું? તેમજ ઉચ્ચ કોમનો હોવા છતાં અનાથાશ્રમમાં શા

મારે દાખલ થયા હશે ?

**લક્ષ્મી**—કન્યાવિક્રયના દુષ્ટ રીવાજને લીધે, તથા તેમના પિતા વિગેરે બાલાવસ્થામાં મુકી ગુજરી જવાથી, તેમજ કંઈ આધાર ન હોવાથી પોતાનું ગુજરાન નભાવવાના પણ સાંસા પડવા લાગ્યા, તેથી અત્રે અનાથાશ્રમમાં રહ્યા છે. તે ઈંગ્રેજી છઠ્ઠી ચોપડીનો અભ્યાસ કરે છે, ને મેટ્રીક સુધીનો અભ્યાસ પુર્ણ થયા પછી અત્રેથી વિદાય થશે, એમ એક રોજ આપણી સ્કુલની મીસ્ટ્રેસે કહ્યું હતું, તે ઉપરથી હું જાણું છું. આટલી વાતચીત કરી પોતે કમળા પાસેથી રજા લેઈ પોતાના ઘર તરફ વિદાય થઇ.

લક્ષ્મીના ગયા બાદ કમળા એકલી પડી, તેથી બગીચામાં આમતેમ ફરવા લાગી, પણ તેથી તેણીના મનને કંઇ ચેન પડયું નહી. તેને ફક્ત એજ વિચાર થતો કે અરે ! મારા પિતાજીની બુદ્ધિ કેમ બગડી છે, કન્યાવિક્રય કરી પોતાની કુમળી બાળીકાઓની જીંદગી ધુળમાં રગદોળી પસા લેઈ મોજમઝા માણવી તે શું તેમને ઉચીત છે ? કન્યાવિક્રય કરવાથી કેવી પાયમાલી આવે છે, તેમજ શાસ્ત્રો પણ પોકારી પોકારીને કહે છે કે કન્યાવિક્રય ન કરો. પણ તેમને બિલકુલ તે બાબતની દરકાર તેથી તે શું? અરે મોટા મોટા વિદ્વજનો, સુધરેલા લેખકો ઘણા ગ્રંથો બહાર પાડે છે. અને કન્યાવિક્રયથી થતા ગેરફાયદાના સંબંધમાં ઘણાં દષ્ટાંતો મુકે છે, પણ તેમને કંઈ અસર થતી નથી. ખેર ! પ્રભુની મરજી. ઇશ્વર મ્હને તે દુષ્ટ રીવાજથી બચાવ એમ બોલતી બોલતી ફરવા લાગી. એવામાં એકાએક બહારથી એક મસ્તીખોર ઘોડો પૂર જોસમાં દોડતો આવતો તેણીયે જોયો તેથી તે

દોડવા લાગી પણ દોડતાં દોડતાં ઘોડાની અડફેટમાં આવી જવાથી એકદમ મનહરના બાંકડા પાસે બુમ પાડતી પડી ગઈ.

આ વખતે મનહર જે થોડે છેટે બેઠો હતો, તે એકદમ માણસની બુમ સાંભળી ઉઠયો. અને જોયું તો એક બાળા પોતાના બાંકડા પાસે પડેલી દીઠી. તેથી તેણે ઘણીજ સંભાળ પૂર્વક તે બાળાને બાંકડાથી દુર ખસેડી, ને તેને બોલાવવા પ્રયત્ન કર્યો; પણ સઘળું નિષ્ફળ ગયું. કારણકે સખ્ત ઇજાને લીધે તે બાળા બોલી શકી નહી. તેમજ કમળા બેશુધીમાં હોવાથી મનહરે પાસેના ફુવારામાંથી પાણી ફેલાવી તે બાળીકાના મોંપર ફેંક્યું. કેટલીકવારે કમળાએ પોતાનું પાસું ફરવ્યું અને આંખ ઉઘાડી, તો મનહરને પોતાની પાસે ઉભેલો દીઠો. મનહરે પુછયું કે બાળા તમે કોણ છો ? પણ તેણીની કંઈ ઉત્તર આપી શકી નહી. ફક્ત મૃદુ સ્વરે પોતે જણાવ્યું કે હું બહુજ દુઃખી થાઉં છું માટે મને દવાખાનામાં લેઇ જાઓ તો સારૂં.

મનહરે નજીકમાંથી એક બે માણસોને બોલાવી તેને સહીસલામત દવાખાનામાં લેઇ ગયો. ત્યાં આગળ તેણી કેટલીકવારે સ્હેજ શુદ્ધીમાં આવી, વૈદ્યની દવાથી પોતાનામાં બોલવાની હીંમત આવી. એટલામાં તેનાં માતપીતા ત્યાં આવી પુગ્યાં.

**વિલાસવતી**—બ્હેન ! ત્હને કેવી રીતે ઇજા થઇ તે વર્ણવીશ ?

**કમળા**—કંઇ નહિ માતુશ્રી ! જો યુવક મ્હને અહીં બહુ હિંમત દઈ લાવ્યા તે ન હત તો આજે તમારી દીકરીનું શું થાત તે કહી શકાતું નથી.

**વિલાસવતી**—એ યુવક કોણ છે

**કમળા**—તે તો મ્હેં પછીથી તેમને પૂછવાથી જાણ્યું કે તે વિજય-નગર ગામના છે.

**વિલાસવતી**—એ ત્યાં શી રીતે આવ્યા ?

**કમળા**—ઇશ્વરે તેમને જાણે મ્હારે આટેજ મોકલેલા હોવા જોઇએ.

**વિલાસવતી**—એ કોણ છે? કઇ જ્ઞાતિના છે ? એમનું નામ શું ?

કંઇક અસ્પષ્ટહાર્દને લઇને કંઇક લજ્જાથી કમળા નિરુત્તર રહી, અને એક શબ્દ પણ બોલી શકી નહી.

ભલા યુવક ! તમે અમારા ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે ! તમારૂં નામ શું ? તમો કોના પુત્ર ? વિલાસવતીએ નમ્રતાથી મનહર પ્રત્યે જણાવ્યું.

હું એક વિજયનગર ગામનો ગરીબ વણીક પુત્ર છું, નિરાધાર છું, કોઇ પણ આશ્રય વગરનો છું, અહીં અનાથાશ્રમમાં ભણું છું મારૂ નામ મનહર છે. હું લક્ષ્મીપ્રસાદનો પુત્ર છું. આપનાં પુત્રીને મુશીબતમાં જોઇ એક મનુષ્ય તરીકેની મ્હેં મ્હારી ફરજ માત્ર બજાવી છે. પ્રફુલિત ચ્હેરે મનહરે જવાબ આપ્યો.

જગમોહનરાય તરફ જોઇ કહ્યું કે—શું ભલો યુવક ? **કેળવણી દેશોન્નતિની જનની છે.** એ કહેનારા સાચા છે. વિલાસવતીએ પ્રેમ પુર્વક જણાવ્યું.

**જગમોહનરાય**—( મનહર પ્રત્યે ) શાબાસ ! વીર પુરૂષ તમને ધન્ય છે. જો આપ ત્યાં ન હોતતો જરૂર આજ મારી પુત્રીની શી સ્થીતિ થાત તે હું કહી શકતો નથી.

**મનહર**—( નમ્રવચનથી ) વડીલ ! ફક્ત મ્હેં મ્હારી ફરજ અદા કરી છે. બીજુ કંઇ નહીં.

જગમોહનરાય—આપ અત્રે ક્યારના રહો છો? તથા અનાથાશ્રમમાં કેમ રહેવું થયું છે?

મનહર—હું અત્રે લગભગ છ વર્ષથી રહુ છું, અને કન્યાવિક્રયના દુષ્ટ રીવાજને લીધે, મ્હારા આખાં કુટુંબની પાયમાલી આવવાથી, તેમજ નિરૂપાય હોવાથી અત્રે અનાથાશ્રમમાં દાખલ થયો છું.

જગમોહનરાય—આપના કુટુંબમાં હાલ આપ એકલાજ છો?

મનહર—ના જી. મ્હારી માતુશ્રી છે અને તે વિજયનગર રહેછે.

જગમોહનરાય—અહીં ક્યાં સુધી રહેવા વિચાર છે?

મનહર—મેટ્રીક સુધીનો અભ્યાસ પૂર્ણ થયે હું મ્હારા વતને જવા ધારૂં છું.

જગમોહનરાય—હાલમાં ક્યાં સુધી અભ્યાસ કર્યો છે?

મનહર—ઈંગ્રેજી છઠ્ઠી ચોપડી સુધીનો.

આ વખતે કમળા જે એક બિછાનામાં પડી રહી છે તે માત્ર તેના ગુઢાર્થમાં પક્ષપાત મનહર ઉપરનોજ સમજાય છે તેમજ મનહરના મનમાં પણ કમળાના પિતાના વચનામૃતથી સ્હેજ પ્રેમની ભ્રાંતિ જણાય છે વાતચીત પુર્ણ થઇ કે તુરત મનહર વિનયપુર્વક રજા લઇ અનાથાશ્રમમાં ગયો.

કેવો ભલો માણસ! ગરીબ સ્થીતિમાં હોવા છતાં કેવા ઉમદા વિચાર! અને નરમાશ ભરેલા વચનામૃતથી મનને રંજન કરનાર એ યુવકને ધન્ય છે! વિલાસવતી પ્રત્યે જગમોહનરાયે આતુરાઇથી જણાવ્યું.

વિલાસવતી—સ્વામીનાથ આપણી જ્ઞાતિમાં પણ કન્યાવિક્રય

ગુજ થાય છે, માટે તે બંધ થઇ જાય તો ઘણુંજ સાર. જુઓને બિચારા ભલા મનહરને તેના લીધે અનાથાશ્રમનો રસ્તો લેવો પડયો છે.

જગમોહનરાય—જે કરશે તે ભોગવશે, તેમાં આપણે શું ! આપણે ફક્ત આપણું સાચવવું.

સ્વામીના આવા સંતોષકારક શબ્દોથી વિલાસવતી ખુશી થઇ અને પોતે જાણ્યું કે હવે મારા પતિના વિચાર કન્યાવિક્રય બંધ કરવા વિષે થયા છે; અને જો તે સાચુ હોય તો જરૂર હવે કમળાના માટે મુદલ કન્યાવિક્રય નહીં થાય.

પ્રિય વાંચનાર ! પણ તમો સમજશો નહી કે આપણા જગમોહનરાય કન્યાવિક્રય બંધ કરે ! તે તો દરરોજ કમળાના મનમાનતા પૈસા લઇ મોજ મઝા માણવાના વિચારમાંજ ગુંથાયા હતા. પણ કમળા ઓચિંતી બીમાર થવાથી દીલગીરીમાં પડયા.



## પ્રકરણ ૧ ૬ું.

### કમળાની બિમારી.



દવાખાનામાં આવ્યા પછી દિવસે દિવસે કમળાની બિમારી વધી પડી, તે સાથે જીર્ણ જ્વર તાવ પણ લાગુ થયો, જગમોહનરાયના હોશ કોશ ઉડી ગયા. સગાસંબંધીઓ કમળાની બીમારી સાંભળી રોજ તેણીની તબીયત જોવા આવતાં, અને કમળાનુ શરીર દિનપ્રતિદિન બગડતું જોઈ, સગાવહાલાએ તેના જીવવાની આશા મુકી; અને કોઈતો જગમોહનરાયના મોઢે કહેતા કે કમળા હવે થોડા દિવસમાં આ સંસારનો ત્યાગ કરશે. દુષ્ટ જગમોહનરાયને તો બહુજ ચીંતા થઈ, અને અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો. કે શું મ્હારી ધારણા પુર્ણ નહી થાય? હાથ આવેલુ રત્ન ગુમ થશે કે શું? પૈસા લેઇ મોજમજા માણવાના મનોરથ પુર્ણ નહી થાય? પાંચ હજારની થેલી શું ગુમ થશે? આવી રીતના અનેક ખોટા વીચારો કરવા લાગ્યો, તે સાથે ઘણી ઘણી બાધાઓ રાખવા લાગ્યો. પ્રાલબ્ધના ગોગે તેમજ કંઇ પુન્યના પ્રભાવે કરીને થોડા દિવસો ગયા બાદ કમળાની સ્થીતિ સુધરવા લાગી. જગમોહનરાયે રાખેલી બાધાઓ એક પછી એક એમ કરવા લાગ્યો, તેમ તેમ કમળાની સ્થીતિમાં વિશેષ સુધારો થવા લાગ્યો. આજે તેણીની સ્થીતિ સારી રીતે સુધરી છે, તેમજ સ્હેજસાજ વાતચીત કરવાના પણ તેનામાં તાકાદ આવી છે. આજે આપણે પાછલા પ્રકરણમાં વાંચી ગયેલ લક્ષ્મી ક-

કમળાની બિમારીની ખબર મળવાથી ત્યાં આવી છે. અને કોઈ ન હોવાથી બંને બ્હેનપણીઓ મરજી ૨૫ વાર્તાલાપમાં ગુથાયાં.

**લક્ષ્મી**—બ્હેન કમળા! તમારી તબીયત આજે કેમ છે?

**કમળા**—આજે ઠીક છે બ્હેન આવો.

**લક્ષ્મી**—બ્હેન બાગની અંદર એવું શું વાગ્યું કે હજી સુધી આરામ થયો નથી?

**કમળા**—તમારા ગયા પછી હું અનેક વિચાર સાગરમાં ગોથાં ખાતી હતી એવામાં કોઈ મસ્તીખોર ઘોડો પુર જોસમાં આવતો મેં દીઠો, તેથી હું દોડી ગઇ. પણ કમનસીબે તે ઘોડાની અડફેટમાં આવી જવાથી મેં બુમ પાડી અને બે શુદ્ધ થઈને પડી.

**લક્ષ્મી**—ત્યારે તો તમને ઇજા પણ સખ્ત થઈ હશે?

**કમળા**—હા બ્હેન. પણ મ્હારા સારા પ્રાલબ્ધે ત્યાં મનહરલાલ હતા, કે જેથી હું હાલ આ સ્થીતિમાં છું. નહીતો જરૂર આ દેહનો સદાનો ત્યાગ કરત? મેં બુમ પાડી કે તરતજ તેઓ પોતાના બાંકડા પરથી ઉઠયા, ને મને પ્રથમ તો બોલાવવાનો બહુજ પ્રયત્ન કર્યો પણ તે સઘળુ નિષ્ફળ ગયું; કારણ કે હું તે વખતે બે શુદ્ધીમાં હતી પછી તેમણે પાસેના બંબામાંથી પાણી લાવી મ્હારા મ્હોં પર ફેંક્યું ત્યાર પછી કેટલીક વારે હું શુદ્ધીમાં આવીને પાસુ ફેરવ્યું, તો તેમણે પુછયું કે બાળા તમો કોણ છો? પણ હું તે વખતે કંઇ પણ ઉત્તર આપી શકી નહિ, કારણ કે મ્હારામાં બિલકુલ બોલવાના શક્તિ નહોતી. પણ મહા મુશીબતે ઝીણે સ્વરે મેં ફક્ત એટલુંજ જણાવ્યું કે—"મને બહુજ ઇજા થાય છે, માટે દવાખાનામાં લઇ જાઓ તો સારૂ."

**લક્ષ્મી**—કેવો ભલો માણુસ ! ધન્ય છે તેમને ! જો તે ત્યાં ન હોત તો તને ભયંકર દુઃખમાંથી કોણ મુક્ત કરત ?

**કમળા**—કોઇ નહી. પછી તેમણે પાસેના એક બે માણસોને બોલાવીને મને સહીસલામતે અહીં પહોંચાડી. બ્હેન હું તેમનો ઉપકાર કેવી રીતે વીસરીશ ?

**લક્ષ્મી**—ઠીક તે આગળપર જોવાશે. પછી તેમણે શું કર્યું ?

**કમળા**—અત્રે લાવ્યા પછી વૈધરાજે મ્હને દવા આપી, એટલામાં તો મ્હારાં માતપીતા આવી પુગ્યાં; અને તેમનો ઉપકાર માનવા લાગ્યાં. પણ મનહરે જણાવ્યું કે મેં ફક્ત મ્હારી ફરજ અદા કરી છે, બાળાઓનું રક્ષણ કરવું એ અમારૂં કર્તવ્ય છે. બ્હેન શું તેમનું મૃદુ હાસ્ય ! વિનયપુર્વક બોલવું ! એક શબ્દ પણ અસભ્ય તો હોય જ શાનો ! તેમજ કન્યાવિક્રય કરનારાઓને તો તેઓ ધીક્કાર આપે છે. મ્હારા માતપિતાએ તેમની સાથે ઘણી વાર સુધી વાતચીત કરી હતી.

**લક્ષ્મી**—ત્યારે તમારૂં લગ્ન તેમની સાથે તમારાં માતપિતા કરે ?

**કમળા**—(લજ્જાથી હર્ષયુક્ત ચ્હેરે) સાધારણ ઠીક. પણ મ્હારા પિતા કન્યાવિક્રયના લીધે ભાગ્યેજ તેમની સાથે લગ્ન કરે. કારણ કે તેમને પુત્રીનું ગમે તેમ થાઓ, ગમે તો નકટ છીનાળ પાકે, કયાંઇ ભાગી જાય, પણ તે બાબતની તેમને બિલકુલ દરકાર નથી. ફક્ત પૈસાના લોભથી લુલા, લંગડા, આંધળા, અભણ, વૃદ્ધની સાથે લગ્ન કરે.

**લક્ષ્મી**—બ્હેન તે બાબતની ફીકર કરીશ નહિ, ઇશ્વર ઇચ્છાથી

તેમજ મ્હારાથી બનતા પ્રયાસે હું તમારા માતપિતાને બોધ આપીશ, ને કન્યાવિક્રય નહિ કરવા કહોશ.

કમળા—ઘણું સારૂં બ્હેન.

ઉપરનો વાતચીત થતી હતી તેવામાં કમળાનાં માતપીતા ત્યાં આવ્યાં અને લક્ષ્મી સાથે કમળાને વાત કરતી જોવાથી હર્ષીત થયાં.

વિલાસવતી—(લક્ષ્મી પ્રત્યે) બ્હેન આવી !

લક્ષ્મી—હા કાકીશ્રી. હવે તમો જરાએ ફીકર રાખશો નહીં. ઇશ્વર ઇચ્છાએ કમળા બ્હેનને હવે થોડા દિવસમાં આરામ થશે.

વિલાસવતી—અમારૂં ભાગ્યોદય બ્હેન ! મહા મુશીબતે કમળા બચી છે. ઘણી ઘણી બાધાઓ રાખી હતી, તેમજ એક દિવસ નિરાંતે બેઠાં નથી.

લક્ષ્મી—તે તો ખરૂંજ છે, માંદા માણસની તો સારવાર કરવી પડી હશે; પણ હવે ફીકર રાખવા જેવું નથી.

મનહર—બ્હેન ! જો પેલો ભલો યુવક ત્યાં નહોતતો મ્હારી કમળાનું શું થાત તે હું કહી શકતી નથી; તેણે અહીં અમારો આ એક મોટો ઉપકાર કર્યો છે. હમે તેનો બદલો શી રીતે વાળી શકીશું ?

લક્ષ્મી—જે સમયે જે બને તે ખરૂં.

વાતચીત પુર્ણ થઇ અને લક્ષ્મી પોતાને ઘેર ગઇ સાંજ પડવાથી સર્વે વાળુ કીધું, કમળાને પણ ખવરાવ્યું. અને વિલાસવતી કમળા પાસે દવાખાનામાં રહી અને જગમોહનરાય ઘેર આવ્યા.

રાત્રી પડી સૌ નિદ્રાધીન થયાં પણ આપણા જગમોહનરાયને

ઉંઘ ન આવી વિચારમાંને વિચારમાં આમથી તેમ આળોટયા કર્યું. દશ, અગીઆર, ને બાર એમ અનુક્રમે વાગ્યા. પણ ઉંઘ ન આવી પ્રિય વાંચનાર શાની આવે? અને એતો ખરૂં છે કે જ્યારે કોઇ આણુસ કંઇ પણ વિચારને લીન હોય છે, ત્યારે નિદ્રા દેવી તે માણુસને પોતાના સ્વાધીનમાં લેતા નથી. છેવટે એક વાગ્યો પણ દુષ્ટ જગમોહનરાયના દુષ્ટ વિચારો બંધ થયા નહિ, કન્યાવિક્રય કરી પૈસા લઇ મોજ મઝા માણુવામાં તેઓ પહેલે નંબરે હતા. અનેક વિચાર કરતાં કરતાં રાત્રીના દોઢ વાગ્યાના અરસામાં તેઓ નિદ્રા દેવીને સ્વાધીન થયા.

જગમોહનરાય પૈસા મેળવવાની લાલચમાં નિદ્રા દેવીને સ્વાધીન થયા, પુરો એક કલાક પ્રત થયો નહિ, એટલામાં તો જાણે એકા એક એવું સ્વપ્નું આવ્યું કે પોતાની પાસે પુષ્કળ દ્રવ્યનો સંગ્રહ થયો.

પ્રિય વાંચનાર! તમને અચંબો થશે કે એવું તે શું સ્વપ્નું આવ્યું કે જેથી પુષ્કળ પૈસો પેદા કર્યો, પણ તમે ઉતાવળ કરશો નહી, ધીમે ધીમે ચાલ્યા આવ્યો, સ્વપ્નની હકીકત હું તમને જણાવું.

જગમોહનરાય જાણે કમળાના માટે વરની શોધમાં નીકળ્યા. નેતમામદેશમાં ફર્યા, પણ કોઇ તેમના મનના મનોરથ પુર્ણ કરનાર મળ્યો નહીં છેવટ એક હૈયાનો ફુટેલ અને ખોસ્સાનો તર તેમને મળ્યો, તેની પાસેથી રોકડ નગદ પંદર હજાર મુંબઇગરા લેઇ કમળાને તે વૃદ્ધની સાથે પરણાવી અને પછી પોતે ઘણી મોજ શોખ મારવા લાગ્યા ઘણા દેશમાં ફર્યા અને પછી ભાઈએતો વેપાર જતે શરૂ કીધો,

આધેના મુલકમાંથી કન્યાઓ લાવવી ને વેચવી તેમ કરતાં કરતાં પચાસ હજારની મુડી કરીને બેઠા. થોડો સમય અત થતા થતામાં તો તેમના ઘરમાં એક રોજ એ ત્રણ ચોરો આવ્યા, અને નાણાથી ભરેલી તીજોરી લેવા પ્રયત્ન કર્યો. આ વખતે ભાઇ બીજે માળે અગાશીમાં સુતેલા હતા, તેમણે જાણ્યું તેથી બુમ પાડી, પણ તેમની બુમ પડતા પહેલા તો ત્રણે ચોરો ઉપર તેમની પાસે ગયા, ચોરોને દેખી આપડા જગમોહનરાય નાઠા ને અગાશીમાંથી પડતું મુક્યું, પડતુ મુકતાની સાથે આંખ ઉગડી ગઇ અને જોયું તો ચોર નહિ, ને દ્રવ્ય પણ નહિ; સ્વપ્નુ સ્વપ્નાના ઠેકાણે થઈ ગયું, આ વખતે ઘડીઆળમાં પાંચ વાગ્યા.

જગમોહનરાય બિછાનામાંથી ઉઠયા, દિશાએ જંગલ જઈ આવી ગરમ પાણીથી સ્નાન કરી સેવામાં બેઠા. અને પ્રભાત થતાં દવાખાંનામાં ગયા, અને કમળાને પોતાને ત્યાં લાવ્યા.



## પ્રકરણ ૭ મું.

### મનહરને વ્હેપારમાં જોડાવું.



મનહરનો મેટ્રીક સુધીનો અભ્યાસ સંપુર્ણ થયો કે તેણે સ્કુલમાંથી મુક્ત થવા મેનેજરને સવિનયપુર્વક વિનવ્યું પણ મનહરનો માયાળુ સ્વભાવ, નમ્ર વાણી, કદાપી કોઇના ઠપકાપાત્ર તો ભાગ્યેજ થવું વિગેરે વર્તણુક જોઇ મેનેજરનું મન ઘણુંજ નારાજ થતું. પણ મનહરનો અતિશય આગ્રહ થવાથી, તેમજ તેણે પોતાનાં માતુશ્રી વિગેરેને વિજયનગરથી તેડાવી રમણીકપુર રહેવાનો વિચાર જણાવ્યાથી છેવટ નિરૂપાયે રજા આપી.

આજે મનહરને સ્કુલથી મુક્ત થવાનું હતું. તેની વિદાયગિરીના માટે આજની સભા કરવામાં આવનાર હતી; અને આજનું ભાષણ "સ્વદેશ સેવા" વિષેનું મનહરને આપવાનું હતું.

સવારના દશ વાગ્યાથી અનાશ્રમમાં સભાની ધામધુમ થઇ હતી, મોટા ચોગરદમ વિશાળ મંડપમાં બેઠક રાખવામાં આવી હતી. બેઠકમાં નીચે જાજમો પાથરી દીધી હતી, તે ઉપર બંને બાજુએ ખુરશીઓ ગોઠવી દીધી હતી, ખુરશીઓની વચમાં ચીતરેલી ચટાઇઓ પાથરી દીધી હતી, મધ્યમાં એક મોટું વિશાળ મેજ રાખવામાં આવ્યું હતું, તેની પાછળ નેતરથી ભરેલી ૭ સાત ખુરશીઓ હારબંધ ગોઠવી દીધી હતી. એક બાજુએ શહેરના તમામ શેઠશાહુકારો, સદ્‌ગૃહસ્થો, વકીલો, અમલદારો, સ્કોલરો માટે ગોઠવણ રાખવામાં આવી

હતી. બીજી બાજુએ શહેરની તમામ સ્ત્રીઓના માટે ઈલાયદી ગોઠવણ રાખવામાં આવી હતી. આ શીવાય શહેરની તમામ પ્રજાવર્ગે આ બેઠકમાં ભાગ લીધો હતો. સભાનો ટાઇમ થવાથી સર્વ લોક આવી શાન્તપણે બેઠાં હતાં.

લગભગ બેને દશ મીનીટે મેનેજર સાહેબ મનહરને લેઇ સભામાં પધાર્યા; તેવાજ સર્વ સભાએ ઉઠી તાળીઓના અવાજ સાથે વધાવતાં પુષ્પના ગુથેલા હારો માનમાં પહેરાવ્યાં. બાદ સૌએ પોત પોતાની બેઠક લીધી.

થોડીવાર બાદ મેનેજર સાહેબે ઉઠી પોતાનાથી મનહરને જુદા પડવાથી ખરેખરી દીલગીરીનો હેવાલ રજુ કીધો. ત્યારબાદ ખરા અંતઃકરણથી તેમણે મનહરને શાળાનુ સર્ટીફીકેટ આપતાં બેશી જવાની રજા માગી. સર્વ સભાએ તાળીઓના અવાજ સાથે બેસી જવાની રજા આપી.

ત્યારબાદ પાકલાકે મનહર પોતાની જગ્યાએથી ઉઠી પ્રેક્ષકો પ્રત્યે ભાષણ આપવા લાગ્યો.

**પ્રિય શ્રોતાઓ અને સદ્દગૃહસ્થો !**

આપણે આ દુનિયાની અંદર જન્મ લીધા પછી પ્રથમ શું કરવું ? (૧) માબાપની સેવા, (૨) જ્ઞાતિનું હરેક રીતે શુભ ચ્હાવું અને હીત કરવું. (૩) દેશની સેવા. ઉધ્યોગ, કળા, હુન્નર, વિગેરે નવા નવા ઉદ્યોગો કાઢી દેશની સેવા કરવી. અને છેવટ શ્રીપરમાત્માનું ભજન, કે જેથી આપણે આ મનુષ્યરૂપી જન્મમાંથી તરી મોક્ષ પદવીને પામીએ. આપણા નામદાર મહારાજા સાહેબે જેવી રીતનાં લોકોપયોગી કામો કર્યા છે, તેવી રીતે હમેશાં આપણે કરવા તત્પર

થવું. વિગેરે વિગેરે "સ્વદેશ સેવા" માટે આપને બે શબ્દ ગરીબીરૂપે કહેવા ધારૂં છું.

### *ગઝલ.

( આજ આવી રાજ હજુરમાં—એ રાગ. )

જેણે સેવા કીધી સ્વદેશની, તેના જન્મને ધન્ય ધન્ય છે;
જેણે દેશ દાઝ દિલેધરી, તેના જન્મને ધન્ય ધન્ય છે;
જેણે શોધ ખોળ કરી ઘણી, આપી સુપ્રસાદી કળાતણી;
કુદશા સ્વદેશતણી હરી, તેના જન્મને ધન્ય ધન્ય છે.
લખી લેખ લોક હીતાર્થના, ભાખી ભાષણો પરમાર્થના;
જેણે માર્ગ ખોધા અનર્થના, તેના જન્મને ધન્ય ધન્ય છે.
જેણે દીનદુઃખી જનોહીતે, જ્ઞાન કુંજરો વધવા નિત્યે;
ધન વાવર્યું હસ્તા ચીતે, તેના જન્મને ધન્ય ધન્ય છે.
દુઃખી દેખી દેશીઓને જરી, ધરી લાગણી દિલમાં ખરી;
જેણે યુકતીથી વિપત્તી હરી, તેના જન્મને ધન્ય ધન્ય છે.
જેણે દેશ હીતે શીર આપીયું કષ્ટ દેશી વીરોનું કાપીયું;
જેણે દેશ હીતે શીર આપીયું, કષ્ટ દેશી વીરોનું કાપીયું;
દેશ દ્રોહી સૈન્ય સંતાપીયું, તેના જન્મને ધન્ય ધન્ય છે.
પરપંથની તથના તજી, નિજ ધર્મ કર્મ નીતિ ભજી;
જેણે પુણ્ય લક્ષ્મી ભલી સજી, તેના જન્મને ધન્ય ધન્ય છે.
જેણે શ્રેષ્ટ કૃત્ય કરી વળી, પુર્ણ ચંદ્ર જ્યોતિ સમી ભલી;
કિર્તિ મેળવી અતી નિર્મળી, તેના જન્મને ધન્ય ધન્ય છે.

---

* ટીકાકાર પત્ર તા. ૩૧ મે સને ૧૯૦૬ ના અંક ઉપરથી.

ઉપર મુજબની " સ્વદેશસેવા " નીગરબી મનહરના બોલી રહયા બાદ એકદમ તાળીઓનો અવાજ થયો, અને તે અવાજ સાથે મનહરે પોતાની જગ્યા લીધી. આ વખતે લક્ષ્મીનો પતિ આ સભામાં હાજર હતો, તેણે મનહરના ભાષણની નોંધ ટાંકી લીધી હતી. ભાષણ પુરૂ થયા બાદ નામદાર માહારાજ સાહેબને ત્યાંથી મનહર સારૂ આવેલો સરપાવ વિદાયગીરીના માનમાં આપતાં પુષ્પથી ગુથેલા હારતોરા પહેરાવી સભા વિર્સજન કરવામાં આવી.

શહેરના શેઠ શાહુકારો વિગેરેના મનમાં આ ભાષણની અસરકારક લાગણી થવા માંડી, હુનરકળાનો જેમ બને તેમ . ત્યારાથી શોધ કરવા લાગ્યા. આ ભાષણમાં કમળાના પીતા જગમોહનરાયે પણ ભાગ લીધો હતો.

બીજા રોજ મનહર રમણીકપુરમાં સારી સોઇવાર મકાન ભાડે લેઈ વિજયનગર તરફ ગયો અને પ્રેમરાય વિગેરેને મળી તેમની સલાહ લેઈ, વિજયનગરના ઘરનો બંદોબસ્ત કરી પોતાની માતુશ્રી પ્રભાને લેઈ રમણીકપુર આવ્યો. અને પછી પોતાના નિર્વાહના અર્થે વ્હેપારમાં જોડાણો. અને જ્યાં જ્યાં સભાઓ થાય ત્યાં ભાગ્યેજ ભાગ લીધા વીના રહેતો. મનહરનુ અસરકારક " સ્વદેશ સેવા " વિષેનુ ભાષણ પેપર દ્વારા બહાર પડયું અને આખા દેશમાં ફેલાયું. તેથી સર્વને તે વિષે લાગણી થઇ. જે વખતે મનહરનુ ભાષણ રમણીકપુરના નામદાર મહારાજ સાહેબે વાંચ્યું ત્યારે મનહર પર ખુશી થયા; અને તે ખુશાલીના પ્રમાણમાં મનહરને માસીક દશ રૂપીઆ આપવા ઠરાવ્યા.

## પ્રકરણ ૮ મું.

### કમળા માટે વરની શોધ.



જગમોહનરાયને કમળા હવે મોટી થવાથી, તેના પૈસા લઇ મોજમઝા માણવાની મરજીથઇ. અને એક તરફ કમળાનું શરીર પાછું દિન પ્રતિદિન નીર્બળ થતું જોઇ, વખતે પૈસા જતા રહેશે કે શું! તે બાબતંની ફીકર થઇ. તેથી જેમ બને તેમ ત્વરાથી કમળાનુ લગ્ન કરી દેવું. એમ ધારી પાસેના નજીક ગામડામાં પોતાના સગા સબંધીઓ પર કમળાના વેવૈશાળના માટે પત્ર લખ્યા, ને લખ્યુ કે જે માણસ પાંચ હજાર રૂપીઆ આપે તેની સાથે લગન કરીએ. આવા ખબરો બહાર ફેલાતાં ઘણા માણસો જગમોહનરાય પાસે વેવૈશાળ કરવા આવતાં પણ આપડા જગમોહનરાયે તો પ્રથમથીજ પાંચ હજાર નક્કી કરી મુકેલા હતા. તેથી કંઇ વળ્યું નહી. કોઇ એક હજાર, તો કોઈ બે હજાર, કોઈ ત્રણ હજાર કહી ગયું, પણ તેટલા પૈસાથી કંઈ જગમોહનરાયનું મન માન્યું નહી. છેવટે એક ચાલીસ પચાસ વરસનો વૃદ્ધ માણસ જરા આંખે કાણો હતો, તેને પરણવાનું મન થવાથી આવ્યો, ને ચાર હજાર કહ્યા; પણ કંઈ વળ્યું નહીં. તેણે તો નક્કી કરી મુક્યું હતું કે કન્યાનું ગમે તેમ થાઓ, ગમે તો વર લુલો, લંગડો, આંધળો, બ્હેરો, મુગો, અભણ, વૃદ્ધ, ગમે તેવો હોય પણ જે પાંચ હજાર રૂપીઆ મુંબાઇગરા આપે, તે કમળના ફુલ જેવી કમળા સાથે લગ્ન કરે, તેવું નિર્ણય કર્યું હતુ.

લગભગ છ માસ થવા આવ્યા, પણ જગમોહનરાયની ધારેલી ધારણા પુર્ણ થઈ નહી તેમજ દિવસે દિવસે કમળાનું શરીર જીર્ણ થવા લાગ્યું. તેથી જગમોહનરાયે ધાર્યું કે પાંચ હજારની નોટ વખતે ગુમ થશે, તો પછી પસ્તાવું પડશે. માટે હવે ઢીલ ન કરતાં હું નજીકના ગામડામાં જઇ તપાસ કરૂ કે કોઇ કમળાના માટે પાંચ હજાર આપવા તૈયાર થાય છે. આવી રીતનો વિચાર કરી પોતાની સ્ત્રી વિલાસવતીને સર્વ વૃતાંત જણાવી તુરત્તજ તે કમળાના માટે વર શોધવા નીકળ્યો.

કમળાનું શરીર દિનપ્રતિદિન વધારે નરમ પડવા લાગ્યું, તેણી જાણુતી હતી કે મારો બાપ મ્હારી જીંદગીની દરકાર ન કરતાં ફક્ત પૈસાના લોભથી તે મારા માટે સ્વામી ખોળવા ગયા છે. તો તે ગમે તેવા મુર્ખની સાથે મ્હારૂ વેવૈશાળ કરી આવશે. તેને પોતાની પુત્રીની દરકાર નથી, ફક્ત પૈસાનીજ દરકાર છે. અરે શું આવા દુષ્ટ માણુસોના માટે નામદાર બ્રિટિશ સરકારે કંઈ કાયદો ઘડયો નહીં હોય ! આવી કુમળી વયની બાળીકાઓને દુષ્ટ પિતાઓ પૈસાના લોભથી ગમે તેની સાથે લગ્ન કરે છે તે શું વ્યાજબી છે ? કહેવત છે કે “ ગાય અને દીકરી જ્યાં દોરે ત્યાં જાય. ” એ અનુસાર કુમળી બાળીકાઓ જાય છે, અને પછી બુઢા પતિની સંગે પરણાવી પૈસા લેઈ દુષ્ટ પિતાઓ રાજી થાય છે, ને બાળીકાઓ વિધવાપણું નાનપણથી સહન કરે છે, અને કોઇ કુલટાતો નીચ કામો કરે છે, ને તેનું છેવટ માઠું પરિણામ આવે છે તો શું નામદાર બ્રિટિશ સરકાર તેવા દુષ્ટ કન્યાવિક્રય કરનારાઓના માટે કાયદો નહી તૈયાર કરે ? કરશેજ. મને તે દયાળુ નામદારની સંપુર્ણ ખાત્રી છે. વિગેરે

વિગેરે વિચારો કરતી બોલી અરે પ્રભુ ! આવા દુષ્ટ પિતા કરતાં તો રાક્ષસ હજાર દરજ્જે સારો ! કે તે પોતાના ફરજનની તો દરકાર રાખે છે. તેમજ વળી કસાઇ પણ સારો કે તે બીજા પ્રાણીઓનો નાશ કરે છે પણ પોતાની કુમળી બાળીકાઓને આવી રીતે કુવામાં ફેંકી દેતો નથી.

અરે પ્રભુ ! મ્હારી મન કામના પુર્ણ નહીંજ થાય ! જો નહીં થાય તો આ દેહનો અંત આણીશ, અને સ્વર્ગમાં જઇશ. ત્યાં પણ મ્હારા પ્રેમી મ્હને મળશે, અને હું તેમના શેવા કરીશ. અરે ! હું મ્હારતી શું હતી ! શું તે સઘળુ નિષ્ફળ નિવડશે ! દીનદયાળ સ્હાય નહીં થાય ? જેણે અહલ્યા તારી, દ્રૌપદીનાં ચીર પુર્યાં, સીતાની સ્હાય કરી, મીરાંબાઇના માટે રાણાએ વિખ મોકલ્યું હતું તે પણ પાયું, ને અમ્રત કર્યું. તો તે દયાળુ પ્રભુ મ્હારી સ્હાય નહીં કરે ? મ્હને આ કન્યાવિક્રયના દુષ્ટ રિવાજથી નહીં બચાવે ! દુષ્ટ પિતાના મનની અંદર દયા ઉત્પન્ન નહીં કરે ! ખેર ! મ્હારા ભાગ્યોદયમાં જેમ બનનાર હશે તેમ બનશે. કદાપી હું મ્હારા પિતાના શોધી લાવેલા પતિ સાથે લગ્ન નહીં કરૂ તો તેઓ મ્હને શું કરશે ? હું તેમને સ્પષ્ટ ના કહીશ કે હું તમારા શોધી લાવેલા પતિ સાથે લગ્ન નહી કરૂ તે ઠીક મેં તેમજ કર્યું અને કોઇ બોલ્યું કે શું માબાપની આજ્ઞામાં ન રહેવું ! તેમ શાસ્ત્રમાં કહ્યું છે કે દરેક માણસે માબાપની આજ્ઞામાં રહેવું તો શું તે બધું ખોટું ? ત્યારે હું શો જવાબ આપીશ તે વિષે હું ફક્ત એટલુંજ જણાવીશ કે તે બધું ખરૂં

પણ શું આવા દુષ્ટ પિતાની આજ્ઞામાં રહેવું ! કદી જ નહી. ન્યાયી ઇશ્વર મ્હને માબાપની આજ્ઞામાં કેમ ન રહી તે વિષે પુછશે તો હું જણાવીશ કે માબાપો જ્યારે પોતાની પુત્રીઓની દરકાર ન કરતાં લુલા, લં-ગડા, આંધળા, અપંગ, અભણ, એવા સ્વામીઓ કુમળી વયની બા-ળીકાઓ માટે શોધી લાવે તો શું લગ્ન કરવું ? તેનો આપ શો ન્યાય આપો છો ? તે પ્રથમ આપ ન્યાયી આ રંક અબળા ઉપર દયા લાવી જણાવો, તો શું દયાળુ ઇશ્વર મ્હને ક્ષમા નહીં આપે ? નામદાર બ્રિટિશ સરકાર એક વખતનાં ગુન્હા માટે થોડી શિક્ષા કરે છે, તો દયાળુ ઈશ્વર મ્હને બક્ષીસ આપશે. મને પરમાત્માનો પુર્ણ ભરૂસો છે આવી રીતના અનેક તરંગો કરતી પોતાના માબા-બાપને ગાળો દેતી કમળા પોતાના દિલને હિંમત આપવા લાગી. છેવટે તેણીએ ધાર્યું કે જો કદાપી મારા પિતાજીને કહેતાં નહિ માને તો છેવટ આ દેહનો અંત આણીશ, અને સ્વર્ગમાં જઇશ ત્યાં આગળ મ્હારા વાહલા મનહરને મળીશ. બસ એજ વિચાર ખરો છે આવી રીતે મનનું શાન્તવન કરતી વિચારના વમળમાં ગુંથાણી.

જગમોહનરાય રમણીકપુરથી નીકળી એક બે ગામડાં ફ-ર્યા. પણ કોઇ નગદ પાંચ હજાર આપનાર ન મળ્યો તેથી નારાજ થતાં આગળ વધ્યા. છેવટ રમણીકપુરથી આઠ દશ ગાઉને છેટે એક નાનકડું ગામ હતું ત્યાં આવ્યો. અને પોતાની જ્ઞાતિના એક નર્મદા-શંકર નામના ગ્રહસ્થને ત્યાં ઉતર્યો. આ ગામમાં તેમની જ્ઞાતિનાં ફક્ત પાંચ છ ઘર હતાં સર્વને પોતાના આવવાનું કારણ જણાવ્યું, પણ બીજાઓના પાસે એટલી પુંજી ન હોવાથી ના કહી. પણ નર્મ-દાશંકરને એક આઠ દશ વરસનો દીકરો હતો, તેને પરણાવવાનું મન

થયું, તેમજ અવેજ પણ પુરતો પોતાની પાસે હોવાથી તે બોલ્યો શેઠજી દાપુ બહુજ છે માટે કંઇ ઓછું કરો તો સારૂં.

**જગમોહનરાય**—મ્હારા ધારવા પ્રમાણે તો દાપુ ઘણુજ ઓછું છે જ્યારે તમો અમારી કમળાને જોશો ત્યારે તમને ખાત્રી થશે કે દાપુ ઓછું છે. તેમજ કમળા ઉમ્મર લાયક લગભગ તેર વર્ષની હોવાથી તમારા ઘરનું તમામ કામ આવતાની સાથે ઉપાડી લેશે.

**નર્મદાશંકર**—ભલા માણસ તે તો ઠીક. પણ દાપુ ઓછુ લેશો તો તે પૈસા તમારી પુત્રીના જ ઘરમાં રહેશે.

**જગમોહનરાય**—"કુંવારી દીકરીઓને સો વર ને સો ઘર" એ ક્યાં માટીનુ વાસણ છે કે નંદાય તેમ છે. વારૂ પણ કહો તમારા દીકરાની ઉમ્મર કેટલા વર્ષની છે? તથા અવયો કેવાં છે? અને કેટલું ભણ્યો છે?

**નર્મદાશંકર**—અમારા દીકરા રસીકલાલની ઉમ્મર લગભગ નવ વર્ષની હશે, વેપાર જેટલુ ભણ્યો પણ છે, શેઠજી છોકરો અટકચાળો હોવાથી નાનપણમાં એક ઝાડ ઉપરથી પડી જવાથી જરા હાથ ઉતરી ગયો છે, તથા હમણાં બે વર્ષ ઉપર આંખો દુ:ખવા આવવાથી તેમ કોઇનો પડછાયો પડવાથી એક આંખમાં ફુલ પડયું છે, એટલે કંઇ આંધળો નથી.

**જગમોહનરાય**—વારૂ તે તો ઠીક પણ હવે દાપુ પાંચ હજાર રૂપીઆ આપવા છે કે નહીં?

**નર્મદાશંકર**—કાંઇ ઓછુ ન લ્યો તો ભલે. હમે તો તમારી દીકરીને માટે કહીએ છીએ. નક્કી પાંચ હજાર આપીશું કહો લગ્ન ક્યારે લેશો?

**જગમોહનરાય**—કરો લખ્યાં ને લાવો રૂપીયા. લગ્ન વૈશાખ સુદ ૭ ને સોમવારનું નક્કી કરીને જ આવ્યો છું. વચમાં ફક્ત માસ દેઢ રહ્યો, શેઠજી જાન લેઇ વહેલા પધારજો.

નર્મદાશંકરે પાસેના બે ચાર માણસોને બોલાવી લખ્યાં (દસ્તાવેજ) કરી સહી સાક્ષીઓ કરી હાલ રૂપીઆ એક હજાર આપી બાકીના રૂપીઆ ચાર હજાર લગ્ન વખતે આપવાના ઠરાવી જગમોહનરાયને વિદાય કર્યો.

પ્રિય વાંચકો ! આવાં કન્યાવિક્રય કરનારાઓને શુ તમો રાક્ષસ ! અરે ખુની ! ઠગાળા ! ધોળે દહાડે ચોરી કરનાર લુટારા ! માંસ ખાનારા માંસાહારી નહીં કહો ! તેમજ મ્હારે પણ આવા અનેક કઢંગા રીવાજોને લીધે લખવું પડે છે કેઃ—

**મનહર છંદ.**

ગોળથી ગળપણ ઘટયું, સગામાંથી હેત મટયું;
બળધન બેટી ઉપર, કસ બહુ થાય છે. —ટેક ૧.
ગોળને ગરદન માર્યો, ખાંડની ઉપમા વધારી;
જલેબીના જોર થકી, ઠંડી દવા થાય છે. ૨.
ચા પીવાનો ચાલ ચાલ્યો, હુકકો ખુણામાંય ઘાલ્યો;
બીડીઓના બળ થકી, મોઢાં ફાટી જાય છે. ૩.
વૈદ તણી વાત મારી, દાક્તરોની દવા વધારી;
એવી દવા પીવા થકી, દુનિયા વટલાય છે. ૪.
બ્રાહ્મણોની બગદોઇ ચાલી, ગરાશીઆને જનોઇ આપી;
નિચ જાતીઓના ઘેર, ચંદી પાઠ વંચાય છે. ૫.
સગાભાઇનું શીર કાપે, ભાઇબંધને ભેદ આપે;
તાકુ તાક માતુશ્રીને, દેખી ઓરતને હરખાય છે. ૬.

જોડા શીવનાર મોચી, સીવણી પડે છે પોચી;
સોયને નવ પુછે કોઇ, સંચે કામ થાય છે. ૭
દેશી માલ જતો રહયો, વિદેશી તો ચાલુ ગયો;
એવા વિદેશી થકી તો, દુનિયા લુટાય છે. ૮
કહે અટકળે સાંકળચંદ, સાહયમાં છે સરસ્વતા;
અસલને મુકી લોક, નકલને ચડાય છે. ૯

## પ્રકરણ ૯ મું—



### પતિ સેવા એજ ખરૂ રહસ્ય.

પ્રિય પાઠકો ! આપણી વાર્તામાં લક્ષ્મી પણ એક મદદગાર છે. કમળાનું લગ્ન મનહર સાથે કરાવવા માટે પોતાથી બનતો પ્રયાસ કરે છે, પણ એટલામાં એકાએક તેણીનેજ તેના પતિ રમણનો વિયોગ પડવાથી તેની દીલગીરીનો પાર રહ્યો નહી. અને રમણનો વિયોગ થવાથી તે પણ પોતાના પિતાને ત્યાં રહેવા લાગી. અને પોતાના પતિ રમણનો જલદી મેળાપ થાય તેના માટે ઇશ્વર ભક્તિ કરવા લાગી.

એક રોજ કમળાએ આવા દિલશોજી ભરેલા સમાચાર સાંભળવાથી લક્ષ્મીના મનનુ સમાધાન કરવા તેણીના પીતાને ત્યાં આવી લક્ષ્મીના મનનું શાન્તવન કરવા લાગી. પણ લક્ષ્મી ઉપર ત્રણ ચાર માસથી મુદલ પત્ર તેના સ્વામીનો ન હોવાથી તે ઘણીજ ઉદાશી હતી. તેથી કમળાએ કહ્યું—બ્હેન ! આમ તદન ઘેલાં શુ બનો છો ?

લક્ષ્મી—બ્હેન શુ કહું ! મ્હને આ સૃષ્ટિની અંદર કંઈ ગમતુ નથી; મ્હારૂ હૃદય મ્હારા સ્વામીની પાછળ હર વખત ફર્યાં કરે છે. રમણીકપુર છોડે લગભગ ત્રણ ચાર માસ થવા આવ્યા પણ મુદલ પત્ર ન હોવાથી મ્હને અતિશય ફીકર રહે છે.

કમળા—બ્હેન ! નાહક ફીકર કરશો નહિ. આ સૃષ્ટિની અંદર સુખી મનુષ્ય ભાગ્યેજ જોવામાં આવે છે. તમો સમજુ છો તેથી વધારે કહેવું ઉચીત નથી. કદાપી કંઇ ધંધામાં રોકાયા હશે તેથી પત્ર લખવાની નવરાશ નહી મળી હોય, તો તેથી ચિંતા કરશો નહિ ઇશ્વર કાલે મેળવશે.

લક્ષ્મી—બ્હેન તે બધું ખરૂં, પણ પરણ્યા પછી દરેક સ્રીનું કર્તવ્ય શું છે તેનાથી તું હજી અજાણ છે કારણ કે તું પરણી નથી.

કમળા—ના બ્હેન હું જાણતી નથી, પણ તમો મ્હને કૃપા કરી જણાવો.

લક્ષ્મી—જો સાંભળ ! પ્રથમ દરેક સ્રીઓએ પોતાનુ શીયળ સાચવવું, અને પરણ્યા પછી પતિ સેવા કરવી, એજ ધર્મ સર્વ સ્રીઓનો છે. શીયળ સાચવવાને માટે શ્રીયુત મર્હુમ સાક્ષર કવિરાજ દલપતરામનુ બનાવેલુ એક ધોળ હુ તને કહું તે શ્રવણ કર.

(મારૂ મોંઘામુલનું—એ રાગ.)

સુણો સમજુ સકળ નર નારીઓ;
મોટો શિયળ તણો મહીમાય—શિયળ પાળો સ્નેહથી.
જે કોઇ શિયળ સારી રીતે સાચવે,
સરવે સફળ મનોરથ થાય, શિયળ. ૧

સોના રૂપાની સોભા ન સમજીએ,
શોભા સરસ શિયળ શણગાર. શિયળ. ૨
જેવાં નકટાંને ભુષણ નાંખીયાં,
તેવાં શિયળ વિના નરનાર. શિયળ ૩

વધેલાજ અધીક ઠીક લોકમાં,
પર લોકમાં મુક્તિ પમાય શિયળ ૪
સુખ સંપત્તી શિયળ સેવીએ,
રીઝે જગ કર્તા જગ રાય, શિયળ ૫

માટે શિયળ સરવે વિધે સાચવો,
તજો કામી હરામીનો સંગ, શિયળ. ૬
જરી એ ડરીએ ન મરણનો ડર ધરી,
ભારે ડરીએ શિયળ થતાં ભંગ. શિયળ. ૭
તજી લાજ બે અદબી ન બોલીએ,
નહીં ડોલીએ મદ છક માંય. શિયળ, ૮

નીચી નજરે સરળ ચિત્તે ચાલીએ,
હાંસી મશ્કરી કરીએ ન કાંય. શિયળ. ૯
ફાટી આંખે ફરે જે કોઇ ફાંતડા,
તેનું દાટીએ માટીમાં મુખ. શિયળ. ૧૦

તજવી તજવી સોબત નિત્ય તેહની,
જેણે લજવી જનેતાની કુખ, શિયળ. ૧૧
ભણવું ગણવું તો તેહનું ધ્યન છે,
જેણે કુળને લગાડ્યો ન ડાઘ. શિયળ. ૧૨

ભણી ગણીને જે શીયળ ન સાચવે,
તેના ભણતરમાં ઉડી આગ. શિયળ. ૧૩
હૈયા ફુટા બોલે બોલ હાંશીએ,
દેખી ફાંસીને નાશીએ દુર. શિયળ. ૧૪
શીક્ષા સુંદર દલપત્તરામની;
જાણી કામની શીખો જરૂર. શિયળ. ૧૫

**કમળા**—વાહ બ્હેન ! શિયળ સાચવવાને માટે આ ધોળ દરેક સ્ત્રીએ પોતાના હૃદયમાં કોતરી રાખવા જેવું છે. વારૂ હવે પતિ સેવા વિષેનું કંઇ અસરકારક દ્રષ્ટાંત હોય તો તે મ્હને જણાવો.

**લક્ષ્મી**—જો સાંભળ પરણ્યા પછી દરેક સ્ત્રીએ હમેશાં પતિ સેવામાં તત્પર રહેવું, સ્ત્રીઓનું મોક્ષ પતિ સેવા સિવાય એકે નથી. પતિ એજ સ્ત્રીઓનો ગુરૂ, પતિ એજ પરમેશ્વર, પતિનુ નામ સ્મરણ એજ મોક્ષ મેળવવાનો મહામંત્ર છે. તે વિષે મહા સતી અનસુયાનુ આખ્યાન તેં સાંભળ્યું છે.

**કમળા**—ના બ્હેન. તે આખ્યાન મ્હને સંભળાવો.

**લક્ષ્મી**—( " મહાસતી અનુસુયા એક દેમરૂષિની પુત્રી અને અત્રિરૂષિનાં પત્નિ હતાં, એક વખત અત્રિરૂષિ સમાધીમાંથી જાગ્રત થઇ પોતાની પત્નિ અનસુયાને જળ લાવવા આજ્ઞા કરી સ્વામીની આજ્ઞા થતાં તુરતજ રૂષિ પત્નિ જળ શોધવા નીકળ્યાં પણ કોઇ ઠે-કાણે જળનુ ચિન્હ દ્રષ્ટિગોચર થયું નહી, તેથી રૂષિ પત્નિ બહુજ મુઝાવા લાગ્યાં; અને પોતાના મનની અંદર અનેક તરેહના વિચારો કરવા લાગ્યાં છેવટ પોતાની સાચી સ્વામી સેવાના પ્રભાવથી જમી-નમાંથી ગંગાજી ઉત્પન્ન કર્યાં, અને ગંગાનુ નિર્મળ અને મીઠું

જળ સ્હેજવારમાં રૂષિને પોતાની સ્વાંમી સેવાના પ્રભાવથી આણી આપ્યુ. ત્યારબાદ એક વખત અત્રી રૂષી તપ કરવાને માટે બદ્રિકા આશ્રમમાં જવા સારૂ અનસુયા પાસે રજા માગી. તે વખતે રૂષિ પતિએ કહ્યું કે—પ્રાણ વલ્લભ ! હું આપના દર્શનવીણ શી રીતે એક ક્ષણ પણ સહન કરી શકીશ, વિગેરે ઘણાં નમ્ર વચનામ્રતથી અત્રીરૂષિને પોતાની સાથે લઇ જવાને વિનવ્યું. ત્યારે તેમના ના કહેવાથી તેમજ સ્વામીની આજ્ઞા પાળવાને માટે રૂષિ પત્નિ અનસુયા આશ્રમમાં રહ્યાં ને રૂષિ તપ કરવાસારૂ ગયા. આ બાબતની પ્રસંસા વધારવાને માટે નારદ મુનીએ લક્ષ્મી, સાવિત્રી, અને પાર્વત્રીને કહ્યું કે હું સ્વર્ગ, મૃત્યુ, અને પાતાલમાં ફર્યો. પણ રૂષિપત્નિ અનસુયાના સમાન આ સૃષ્ટિમાં કોઇ પતિ સેવા કરનાર સાધવી સ્ત્રી નથી. તેથી લક્ષ્મી, સાવિત્રી, અને પાર્વતીને તેમની પરીક્ષા કરવાની પ્રશંસા થઈ, અને બ્રહ્મા, વિષ્ણું, ને માહેશને મોકલ્યા. ત્રણે દેવોએ ઘણી એ ના પાડી, પણ સ્ત્રી હઠ આગળ તેમની ના ટકી શકી નહી, અને છેવટે યોગી વેશે ત્રણે દેવો અત્રી રૂષિના આશ્રમમાં અનસુયા પાસે ભીક્ષા લેવા આવ્યા. આ વખતે આશ્રમમાં અનસુયા સિવાય કોઇ નહોતું. પણ અનસુયાએ પતિ સેવાના પ્રભાવથી ત્રણે દેવોને ઓળખી બાળક રૂપ બનાવી દીધા અને ત્રણે દેવ પત્નિઓનો અભીમાન ઉતર્યો. છેવટ અત્રી રૂષિ બદ્રિકાશ્રમમાંથી આવ્યા ત્યારે દેવ પત્નિઓ પણ પતિ ભીક્ષા માગવા આવ્યાં. મહાસતી અનસુયાએ તે આપવા ના પાડી. પણ અત્રી રૂષિના કહેવાથી સાચી સ્વામી સેવાના પ્રભાવથી, ત્રણે દેવોને મુળ સ્વરૂપમાં આણી દેવ પત્નિઓને પાછા આપ્યા. તે વખતે લક્ષ્મી, સાવિત્રી, અને પાર્વત્રી,

સતિ અનસુયાનો ઉપકાર માનવા લાગ્યાં. પછી ત્રણે દેવો અનસુયા ઉપર પ્રસન્ન થઇ વચન માગવા વિનવ્યું. તો રૂષિ પત્નિએ ત્રણે સ્વરૂપે પોતાના બાળક થવા ઇચ્છા બતાવી. તથાસ્તુ કહી ત્રણે દેવો તથા દેવ પત્નિઓ અદ્રસ્ય થઇ ગયાં અને ત્રણે સ્વરૂપે ત્યાં અવતર્યાં જેને આપણે હાલ ગુરૂ "દત્તાત્રય" નામે ઓળખીએ છીએ.") માટે વ્હેન! પતિ સેવા એજ સ્ત્રીઓનો ખરો માર્ગ છે. ગમે તેટલો જપ, તપ, તિર્થ, યાત્રા, કરો પણ જો ફક્ત એક દિવસ સાચા પ્રેમથી પતિ સેવા કરશો તો જરૂર તેટલો લાભ મળશે.

**કમળા**—વાહ વ્હેન! આજે તેં મ્હને બહુ જ સારા વિષયનો દાખલો દીધો, જેથી હું પરણ્યા પછી તે પ્રમાણે વર્તવા ધારીશ. આશા છે કે ત્હારા આવા બોધકારક આખ્યાનનો લાભ બીજી સ્ત્રીઓ લેશે. વ્હેન હવે ચિંતા ન કરતાં ઇશ્વર સ્મરણ કરો, કે જેથી સ્વામીનો જલદી મેળાપ થાય. એટલું કહી લક્ષ્મી પાસેથી રજા માગી પોતાના ઘર તરફ વિદાય થઇ.



# પ્રકરણ ૧૦ મું.

## વિદેશ ગમન.



મનહર પોતાની માતુશ્રીને લેઇ રમણીકપુરમાં આવ્યા પછી બે વરસ સુધી તો આનંદમાં રહ્યો. ત્યાર બાદ એકાએક જાણે મ- નહર ઉપર ઇશ્વરની અકૃપા થઇ ન હોય તેમ લાગવા માંડયું.

પ્રભાને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવા આવી, તે સાથે જીર્ણજ્વર તાવ વિગેરે બિમારી પણ લાગુ પડી, ઘણાઘણા દાક્તરો વિગેરેને તેડાવી મનહર ખંતથી દવાદારૂ કરવા લાગ્યો, પણ દિવસે દિવસે બિમારી વધી પડી, આજ મરશે, કાલ મરશે તેમ સર્વ લોક કહેવા લાગ્યાં. મનહરના મુઝવણનો પાર રહ્યો નહી, ઇશ્વર, પ્રત્યે કહેવા લાગ્યો કે શુ તમે મ્હને તદન નિરાધાર કરશો ! મ્હારી માતુશ્રીને સ્વર્ગમાં લઇ જશો ! વિગેરે વિગેરે ઘણા કાલાવાલા કરવા લાગ્યો, પણ તેના કાલાવાલા કોઇએ સાંભળ્યા નહીં, ને છેવટ પ્રભા ડોશી મરણ પામી. દુઃખી મનહરનો સંસારરૂપી આધારનો દીવો તદન બુઝાઇ ગયો, તેની તેને કંઈ ખબર પડી નહીં. હાયહાય હવે શું કરવું ! કયાં જવું ! વિગેરે અનેક તર્ક વિચારોથી તેનું હૃદય ભરાઇ આવ્યું, અને મોટેથી " ઓ મારી મારે ! " કહી રડવા લાગ્યો. આડોશી પાડોશી ન્યાતીલા, સગાઓ વગેરે ભેગા થયા, ને મનહરને ધીરજ આપવા લાગ્યા પણ મનહરને તો બીલકુલ હીંમત રહીજ નહિ, કારણ કે હવે પોતે એકલોજ રહ્યો દુરના સગા તે કંઇ સગા ગણાત થીન,

કદાપી જો તેનુ લગ્ન થયેલુ હોંત તો તે આટલો બધો ના હીંમત ન બનત; પણ એક તરફનો આધાર ન હોવાથી તેની હીંમત બીલકુલ રૂકી શકી નહી, જેથી વધારે રડવા લાગ્યો તેમ તેમ ન્યાતીલા વધારે ભેગા થયા, અને તેના મનનુ શાન્તવન કરવામાં રોકાયા.

એક બાજુ મનહરના મનનું સમાધાન કરવા થોડા રોકાયા, અને બીજી બાજુ કેટલાક લોક પ્રભા ડોસીના સબને સમસ્યાનમાં પહોંચાડવા સારૂ શહેરમાં નનામી (ઠાઠડી)નો સામાન લેવા ગયા ત્યાંથી આવ્યા બાદ પાડોસમાંથી એક ભલી સ્ત્રીને બોલાવી પ્રભા ડોશીના સબને નવાં કપડાં પહેરાવ્યાં. પછી નનામીમાં સુવાડી આગળ મનહરને અગ્નિથી ભરેલી દોંણી ઝલાવી સમસ્યાન ભુમી તરફ "રામ બોલો ભાઇ રામ" કરતા વિદાય થયા. બિચારો દુઃખી મનહર "ઓ મારી મારે!" કહી પોક મુકતો સવની આગળ ચાલ્યો. સમસ્યાનમાં એક તરફ ચેહ ખડકી પ્રભા ડોસીના સબને તે ઉપર સુવાડી મનહર પાસે અગ્નિ દેવરાવી બધા એક બાજુપર જઇ બેઠા.

આ બાબતની શહેરમાં ખબર ફેલાતાં સર્વેને ભારે ચિંતા ઉત્પન્ન થઇ, બિચારો મનહર નિરાધાર થઇ રહ્યો એમ લોક કહેવા લાગ્યા. આ વાતની જ્યારે કમળા તથા લક્ષ્મીને ખબર પડી ત્યારે તે પણ ઘણાં ચિંતાતુર થયાં. આ વખતે અનાથાશ્રમનો મેનેજર તો મનહરની પાસે સમસ્યાન ભુમીમાં હતો. નામદાર માહારાજ સાહેબ પણ મનહર ઉપર આવી ઓચિંતી દુઃખની વાદળી તુટી આવવાથી દીલગીર થયા.

સમસ્યાનમાં પ્રભાનું સબ બળી ભસ્મ થઈ ગયું કે તુરતજ સર્વ લોક સ્નાન કરી ઘર તરફ વળ્યા ને ઘેર આવી મનહરને જેને જેમ દિલાસો દેવો ઘટે તેમ દઇ સૌ પોતપોતાના મકાને ગયાં. છેવટ મનહર

અને અનાથાશ્રમના મેનેજર બંને રહ્યા, તે મનહરને લેઇને અનાથાશ્રમમાં આવ્યા, ને સાંજનું વાળુ કરી પોતાની પાસે સુવાડ્યો. થોડીવાર વાતચીત કરતાં બંને નિંદ્રાદેવીને આધીન થયા.

પ્રભાત થતાં અનાથાશ્રમમાંથી ઉઠી મનહર પોતાના ઘેર આવી તમામ ઘર સામાન અટકી પોતે વિજ્યનગર માતુશ્રી પ્રભાનું કારજ કરવા નીકળ્યો. આ વખતે નામદાર મહારાજ સાહેબે તેને સારો અવેજ કારજ પ્રસંગના ખર્ચ સારૂ મોકલાવ્યો. તે આભાર પુર્વક પોતે સ્વીકારી સર્વનો આભાર માનતો મનહર રેલ્વે સ્ટેશનપર આવી ટીકીટ કરાવી ટ્રેનમાં બેઠો.

રેલ્વે ટ્રેન એક પછી એક સ્ટેશને થોભતી થોભતી છેવટ વિજ્યાંનગરના સ્ટેશનપર આવી પહોંચી મનહર ત્યાં ઉતરી પડયો અને પોતાના ગામમાં ગયો. પ્રિય વાંચનાર આ વખતે મનહરની ઉમ્મર ફક્ત વીશ વર્ષની હતી, ત્યારે તેને દુઃખ પડવામાં કંઈ કસર રહી છે? વિજ્યનગરમાં આવ્યા પછી પ્રથમ પ્રેમરાયને મળી તેમને પુછી ઘટતો ખરચ કરવા સારૂ સામાન આણ્યો. આ વખતે તેણે પોતાના સગાઓમાંથી એક ભાઇને અત્રે બોલાવી રાખ્યો હતો. દિવસ ઉપર દિવસ જતાં છેવટ કારજનો દિવસ આવ્યો, તે વખતે તેણે પોતાની જ્ઞાતિના પંચ પટેલોને બોલાવી તેમના કહ્યા પ્રમાણે ખર્ચ કર્યું આ વખતે નજીકના ગામડાના માણસો પણ આવી ચુકયાં હતાં. કમળા તથા લક્ષ્મી પણ આવ્યાં હતાં, ને અત્રેથી બીજી એક ટ્રેન વળતી રમણીકપુર ન જવાથી અત્રે રહ્યાં હતાં.

મધ્ય રાત્રી થઇ સર્વ ઠેકાણે શાન્તિ પ્રસરી રહી હતી, આ વખતે આકાશ ચંદ્ર તથા તારાઓથી શોભી રહ્યું હતું; લગભગ રાત્રીના અગીઆર વાગ્યાનો સુમાર થયો હતો, આવેલાં સર્વ માણસો પરિશ્રમને લીધે નિદ્રાદેવીને સ્વાધીન થઇ ગયાં હતાં, પણ કમળા વિચારના વિમળમાં ગુંચાયાથી નિદ્રા દેવીને સ્વાધીન થઇ નહોતી. તેણે સર્વને ભર નિદ્રામાં ઉંઘતાં જોઈ ચુપકીથી દાદરપર ચઢી અને મનહરની ખુરશીની પાછળ ઉભી રહી. અને લગભગ અડધો કલાક વિતી ગયો પણ મનહરને તો કાંઇ ખબર પડીજ નહી; ફક્ત તેનું ધ્યાન ચોપડીમાંજ હતું, તેમજ પોતાના ઉપર આવુ ઓચિંતુ દુઃખ પડવાથી સ્તબ્ધજ થઈ ગયો હતો. છેવટ કમળાએ આસ્તેથી મનહરની ચોપડી છીનવી લીધી. મનહર એકદમ જોવા લાગ્યો તો પોતાની પાસે એક બાળીકાને દીઠી, તેથી ગુસ્સે થઈ બોલ્યો કે બાળા તમો કોણ છો ! તમારૂ નામ શું ?

**કમળા**—હું એક દુઃખી અબળા છું. મ્હારૂ નામ કમળા.

**મનહર**—રાત્રીની વખને અત્રે કેમ આવવુ થયું ?

**કમળા**—વીર પુરૂષની સહાય લેવા.

**મનહર**—શા વિષેની ?

**કમળા**—કન્યાવિક્રય કરનારની સહાયમાંથી વીર પુરૂષ મ્હને બચાવો.

**મનહર**—કંન્યા વિક્રય કોણ કરે છે ?

**કમળા**—દુષ્ટ પિતા જગમોહનરાય.

**મનહર**—શું મ્હારી સાથે એક રોજ દવાખાનામાં વાતચીત કરતા હતા તેતો નહીં ?

**કમળા**—હા તેજ અને તેમણે પ્રથમની મ્હારી એક બ્હેનને પણ આજે એવી તો દુર્દશામાં મુકી દીધી છે કે હું આપની આગળ તે વિષે કંઇ પણ વર્ણવી શક્તિ નથી.

**મનહર**—ત્યારે તમે મને શી રીતે ઓળખી શકયાં?

**કમળા**—પ્રિય મનહર! હું આપને કેમ ન ઓળખું? મ્હારા અંતઃકરણે આપને ઓળખી લીધા છે. માટે..........

**મનહર**—સુંદરી! જેમ કાન્તિ ચંદ્રને—લક્ષ્મી ભાગ્યશાળીને—ધીરજવીરને—ક્ષમા મહાશયને—અને તેજસ્વીતા સૂર્યને પ્રાપ્ત થાય, તેમ તમે પણ યોગ્ય પતિનેજ લાયક છો!

**કમળા**—(હર્ષ યુક્ત ચ્હેરે) એવો સ્વામી હું પ્રાપ્ત કરી ચુકી છું.

**મનહર**—ત્યારે હવે નાહક શા સારૂ પસ્તાવું પડે?

**કમળા**—દુનિઆની લાજ આબરૂને લીધે.

**મનહર**—બાળા તમો ફીકર કરશો નહી હું તમારી સ્હાય કરીશ. અબળાઓનું રક્ષણ કરવું તે મારૂં કર્ત્તવ્ય છે. તમો ચિંતા દુર કરોજો. હું કંન્યા વિક્રયનો કટ્ટો શત્રુ છું. અને તેથી હાલ વિદેશ ગમન અર્થે જાઉં છું.

**કમળા**—ત્યારે તો તમે મને શી રીતે મદદ આપશો?

**મનહર**—તમને જરૂરથી મદદ આપીશ.

**કમળા**—પણ મ્હારૂ શીયળ એક વીર પુરૂષના હાથમાં મુકયું છે, અને તે તો જાય છે. પછી કોણ સ્હાય કરશે?

**મનહર**—કોના હાથમાં મુકયું છે.

**કમળા**—(હર્ષથી લજ્જાયુક્ત) વ્હાલાં પ્રિયતમના!

**મનહર**—તે વળી કીયો?

**કમળા**—(મૃદુસ્વરે અચકાતી) ત...મા...રા...જ.

**મનહર**—અરે; પણ તમારે તમારૂ લગ્ન મનસ્વીપણે કરવાની તમારામાં શીસત્તા છે ?

**કમળા**—ત્યારે કોનામાં છે ?

**મનહર**—તમારા પિતાના.

**કમળા**—તે દુષ્ટ તો મ્હારી જીંદગી ધુળમાં રગદોળવ તૈયાર થયો છે ! મ્હારા માટે વૃદ્ધ, અપંગ, અભણ, સ્વામીની ખોળમાં ગયો છે.

**મનહર**—ત્યારે તો તમારે શોધી લાવેલા પતિ સાથે લગ્ન કરવુંજ પડશે. આવી રીતે મનસ્વીપણે લગ્ન કરી હિંદુ કોમને શરમાવવું તે તમારા જેવી સદગુણી બાળીકાઓને યોગ્ય નથી.

**કમળા**—ઠીક હું તેમને વર્ણવીશ, છતાં જો તેઓ નહિ માને અને એવા મુર્ખની સાથે પૈસાના લોભથી પરણાવે, ત્યારે તો હું મ્હારો બનતો પ્રયત્ન કરૂં કે નહી ?

**મનહર**—ત્હમે તમારી ફરજ અદા કરજો.

વાતચીત પુર્ણ થઈ કમળા પા કલાક સુધી ઉભી રહી અને છેવટે રોઈ પડી. મનહરે કહ્યું કે બાળા તમે રડશો નહી હું સ્હાય કરીશ. પણ બનત્તા સુધી તમારા પિતાશ્રીને કહેતાં સર્વ મંડળ સાથે વિધીપુર્વક લગ્ન થાય તેમ કરજો. આટલું કહેતાની સાથે કમળા નીચે ઉતરી પડી.

પ્રભાત થતાં સો પોત પોતાના સ્થાનકે ગયાં કમળા અને લક્ષ્મી પણ રમણીકપુર આવ્યાં અને આપણી વાર્તાનો મુખ્ય નાયક મનહર પોતાની માતુશ્રીના કારજ વિગેરેનો હિસાબ ચુકાવી છેવટ વિદેશ ગમન કરવા સારૂ નીકળ્યો.

---

## પ્રકરણ ૧૧ મું

### રમણનો ઓચીંતો મેળાપ.



આપણે પાછલા પ્રકરણમાં વાંચી ગયા છીએ કે મનહર પોતાની માતુશ્રીનું કારજપાણી વિગેરે કરી વિદેશ ગમન કરવા સારૂ નીકળ્યો. અને રેલ્વે સ્ટેશનપર આવી પ્રથમ કનકપુરની ટીકીટ કરાવી ટ્રેનમાં બેઠો, કનકપુર જવાનો મુખ્ય હેતુ એનો એ હતો કે પોતાની ગ્નાતિના સોં સવાસો ઘર હતાં તેમજ પોતાને ઉતરવાને સવડ ત્યાં જલદી બને તેમ હતી. તેથી તે સ્ટેશન પર આવી પ્રથમ રમણલાલને મળ્યો.

રમણલાલ જ્યારથી પોતાના કુટુંબથી જુદો પડયો ત્યારથી અત્રે આવી પ્રથમ વેપારી લાઈનમાં નોકરીએ રહયો હતો. તે ઇગ્રેજી થોડુ ઘણુ લખી વાંચી જાણતો હતો તેથી કરીને તેને રેલ્વેની નોકરી કરવાની ઉમેદ થવાથી રેલ્વે સ્ટેશન માસ્તરને મળી ટ્રાફીક મેનેજર ઉપર અરજી કરી, આ વખતે ઘણી નવીન લાઇનો ખોલાતી હતી જેથી રમણલાલ ઉપર રૂપીઆ દશની ટીકીટ કલેકટરની નોકરીનો હુકમ તાબડતોબ આવ્યો. અને તેણે ઘણાજ આભાર પુર્વક સ્વીકારી રેલ્વેની નોકરીમાં રહયો. અને પોતાના સંતોષકારક કામથી ઉપરી સાહેબોના મનને સંતોષ પમાડી છેવટ રૂપીઆ પચીસના પગારથી

ખાસ સ્ટેશન માસ્તરની જગોએ પહોંચ્યો હતો. ટ્રેન આવવાની વખત થવાથી તેમ પેસેન્જરોની ઘણી ગરદી હોવાને લીધે તેમજ કેટલાક માણસો બીજા કામમાં રોકાવાને લીધે સ્ટેશન ઉપરનુ બીજુ બારણુ ખોલી રમણુ પેસેંન્જરો પાસેથી ટીકીટ લેવા લાગ્યો. આ વખતે તેણે એકાએક મનહરને જોવાથી પોતાની પાસે બોલાવીને પુછ્યું કે–ભાઈ ક્યાં સુધી ?

મનહર—અહીજ સુધી ભાઇ રમણુલાલ.

રમણુલાલ—કંઇ કામ પ્રસંગે કે સ્હેજ ?

મનહર—સ્હેજ વિદેશગમન કરવા.

આ પ્રમાણે વાતચીત કરતાં સર્વ પેસેન્જરો ખલાસ થયા. રેલ્વે ટ્રેનને શીંગલ અપાઇ ચુક્યો, નવા પેસેન્જરો જ્યાં ત્યાં જગ્યા ખોળી બેસવા લાગ્યા, મનહર તથા રમણુ રૂમમાં ગયા. ટ્રેનને વિદાય ગીરીનું લાઇન કીલર આપ્યું. ટ્રેને મોટી શીસોટી વગાડી, સ્ટેશનપર આવજો આવજોના પોકાર થઇ રહ્યા, ગાર્ડે પોતાની શીટી વગાડી, લીલી ધ્વજાઓ અપાઈ, અને રેલ્વે ટ્રેન મોટી શીસોટી સાથે કનકપુર સ્ટેશનથી પસાર થઇ.

સાંજ પડી એટલે રમણુ પોતાના કામથી પરવારી મનહરને લેઇ ફરવા માટે નીકળ્યા, શહેરમાં ફરતા ફરતા છેવટ એક બાગમાં બંને જણે બેઠક લીધી. થોડીવાર શાન્ત રહ્યા પછી રમણુલાલે કહ્યું ભાઇ રમણીકપુર ક્યારનું છોડયું છે ?

મનહર—લગભગ એક માસ થવા આવ્યો.

**રમણ**—આપનાં માતુશ્રી વિગેરે સૌ ખુશીમાં છે ?

**મનહર**—ભાઇ માતુશ્રીના સ્વર્ગવાસ જવાથી, અને સંસારરૂપી દીપક બુઝાઇ જવાથી, અત્રે વિદેશગમન કરવા સારૂ નીકળ્યો છું.

**રમણ**—( દીલગીર થતાં ) ખેર જેમ થયું તે ખરૂં તેનો શોચ કરવો નહી. વારૂ આપે અત્રે આવી શો ધંધો કરવા ધાર્યો છે ?

**મનહર**—કોઈ ઠેકાણે હુન્નર કળામાં રહેવા ધારૂં છું અને ત્યાં રહ્યા બાદ અહીં એક બે કન્યા વિક્રય વિષે ભાષણ આપી વિદાય થઇશ.

**રમણ**—હા ભાઈ આપણી જ્ઞાતિમાં તે ભાષણની વિશેષ જરૂર છે. અને આપ જાણતા હશે કે રમણીકપુરમાં જગમોહનરાયના કુટુંબની કન્યા વિક્રયથી કેવી પાયમાલી થઇ છે. અને મેં પણ સાંભળ્યું છે કે તેની એક કમળા નામની પુત્રીના જે કોઈ પાંચ હજાર રૂપીઆ આપે તેની સાથે પોતે લગ્ન કરવા તૈયાર છે. ગમે તેવો હોય પણ જે પૈસા આપે તે કમળાના પુષ્પ જેવી કમળાને લેઈ જાય આવું નિશ્ચય કર્યું છે. આવા અનેક દાખલાઓ પ્રથમ આપણી જ્ઞાતિમાં છે માટે જેમ બને તેમ જ્ઞાતિ સુધારો કરશો તો હું પણ મ્હારા ખરા અંતઃકરણથી આપને બનતી મદદ આપીશ.

**મનહર**—ભાઇ હું તેઓને માટે જંગલે જંગલ ભટકીશ, ભુખ્યો તરસ્યો રહીશ, ઠેર ઠેર ભાષણો આપીશ, જ્યાં ધર્મગુરૂઓ, આચાર્યો, શંકરાચાર્યો, હશે તેમની મુલાકાત લેઇશ, અને કન્યા વિક્રયના દુષ્ટ રીવાજને બંધ કરવાને માટે પ્રતિજ્ઞાઓ લેવડાવીશ.

મારૂં બનતા સુધી તો હું જરૂર કન્યા વિક્રયના દુષ્ટ રિવાજને દુર કરીશ.

**રમણ**—વિશેષમાં મેં એમ પણ સાંભળ્યું છે કે તે બાળા ખરા અંતઃકરણ પુર્વક તમને ચ્હાય છે, અને દાશી થવા ઇચ્છે છે, ઠેર ઠેર તેની વાત પણ મ્હારા સાંભળવામાં આવી છે. અને તેણીએ પોતાના પિતાને પણ તમારી સાથે લગ્ન કરવા કહયું છે! તો શું તે ખરૂં છે?

**મનહર**—તે બાબત હુ કંઇ જાણતો નથી.

**રમણ**—ત્યારે શું તે બધું ખોટું જ હશે?

**મનહર**—જે સમયે જે બને તે ખરૂ. વારૂ આપ અહીં ક્યારના છો?

**રમણ**—લગભગ ૭ માસ થયા.

**મનહર**—આપ અહીં એકલાજ છો?

**રમણ**—જી હા. હું અચાનક ઘરની લડાઇઓમાંથી અત્રે આવેલો છુ તેથી કોઇને લાવ્યો નથી.

**મનહર**—ત્યારે તો ઘર તરફ પત્ર પણ નહી લખતા હો?

**રમણ**—હમણાં તો લખ્યો નથી.

**મનહર**—ત્યારે શું લગ્ન થયેલી સ્ત્રી દાશીત્વપણું બજાવવા તૈયાર નથી.

**રમણ**—છેજ,

**મનહર**—તો પછી શા સારૂ તેડાવી અત્રે રાખતા નથી આપના ઘરના કંકાશથી શું બિચારી રંક અબળા દુઃખી થાય તે તમારા જેવા સમજુ માણસને ઘટીત છે?

રમણ—તે બાબત આપ જે કહો તે સાંભળવા હું તૈયાર છું. હવે ચાલો આપણે ઘેર જઇએ, જમવાનો વખત થયો છે, રાત્રે રમણીકપુર તરફ પત્ર લખીશું.

આમ અરસપરસ બંને જણ વાતો કરતા શહેરની અલૌકિક ખુબી નીહાળતા પોતાના મુકામે આવ્યા અને જમી પરવારી વીટીંગ રૂમમાં ગયા. પછી રમણલાલે લક્ષ્મી ઉપર પત્ર લખવો શરૂ કર્યો.

કનકપુર તા..........

વ્હાલી પ્રિયા !

મ્હને બિલકુલ ફુરસદ નહિ મળવાથી, છુટા પડયા પછી પત્ર લખી શકયો નથી, તે બાબત હું ઘણો દીલગીર છું. અત્રે હું રટે- શનપર સ્ટેશન માસ્તરની જગોએ નીમાણો છું, આવવું હોય તો અત્રે સુખેથી આવજો. અત્રે આવવા માટે આ સાથે રૂપીઆ પાંચનું મ- નીઓર્ડર મોકલ્યું છે, તો તુરત આવજો નહિ તો પત્ર લખજો. મનહરલાલ અત્રે આવ્યા છે. હાલમાં તેઓ મ્હારી પાસે રહેશે. કમ- ળાબ્હેન વિગેરેને ખુશીના સમાચાર કહેશો. વધુ હકીકત અત્રે આવેથી જણાવીશ. હાલ એજ તા. સદર.

લી.

પ્રેમી ભરથાર.

રમણ

ઉપર મુજબનો પત્ર લખી તે સાથે રૂપીઆ પાંચનુ મનીઓર્ડર રમણીકપુર લક્ષ્મી ઉપર રવાના કીધું. અને રાત્રી પડવાથી સૌ પોત પોતાના સ્થાનકે નિંદ્રા લેવા ગયા.

## પ્રકરણ ૧૨ મું.

### લગ્નમાં વિઘ્ન.



આપણે પાછળ વાંચી ગયા છીએ કે કમળાના માટે જગમોહનરાયે રાજનપુરમાં નર્મદાશંકરના દીકરા રસીકલાલ સાથે વેવિશાળ કરી પોતાના ઘેર આવી વિલાસવતિને કહેવા લાગ્યો કે પ્રિયા! કમળાનું વેવેશાળ કરી આવ્યો.

વિલાસવતી—સ્વામીનાથ ક્યાં કર્યું ? અને દાપુ કેટલું ઠરાવ્યું?

જગમોહનરાય—રાજનપુરમાં નર્મદાશંકરના દીકરા રસીકલાલ સાથે અને દાપુ રૂપીઆ પાંચ હજાર ઠરાવ્યા છે હાલમાં રૂપીઆ એક હજાર લાવ્યો છું, અને બાકીનો અવેજે લગ્ન વખતે આપશે.

વિલાસવતી—મહુંતીઓ કેવો છે ? તથા કેટલુ ભણ્યો છે ?

જગમોહનરાય—સાધારણ ઠીક છે. નામુઠામુ લખી જાણે.

વિલાસવતી—વાર ઉમ્મર કેટલી છે ?

જગમોહનરાય—લગભગ નવ વરસનો હશે.

વિલાસવતી—અવયોતો સારા છેને ?

જગમોહનરાય—એક હાથ સ્હેજ ઉતરી ગયો છે, તથા એક આંખમાં ફુલ પડયું છે.

વિલાસવતીના હૃદયમાં સ્હેજ દયા ઉત્પન્ન થઇ, કુમળી બાળીકાની ખબરે દાદ સાંભળી, અને નરમ થઇ બોલી—શું એવા મુર્ખ

કરતાં બીજો કોઇ ન મળ્યો ? વખતે દાપુ ઓછુ આવ્યું હોત તો શું કંઇ બગડી જાત?

**જગમોહનરાય**—બેશ. બેશ તું શું જાણે ?

**વિલાસવતી**—કેમ તે શીવાય બીજો કોઇ ન મળ્યો ?

**જગમોહનરાય**—બીજો એવો કોણ છે ?

**વિલાસવતી**—પેલો ભલો યુવક મનહર કેમ ખોટો છે ?

**જગમોહનરાય**—જા જા તું શું સમજે ઓર્ફનેજમાં રહેનારો ગરીબ સ્થીતિવાળો, અને સગુ તો કોઈ છેજ નહી તે શું મ્હને આટલા પૈસા આપત ?

**વિલાસવતી**—ફક્ત તમારે તો પૈસાનીજ દરકાર છે કેમ ?

**જગમોહનરાય**—હા આ બધી મોજશોખ તે ઉપરજ છેને !

**વિલાસવતી**—રંભાનો ભવ બગાડયો ને કમળાનો પણ બગાડો, દુનિયામાં રંભાને માટે શું કહેવાય છે તે જાણોછો ?

**જગમોહનરાય**—દુનિયા ગમે તે કહે, દુનિઆની કોને પરવાછે?

**વિલાસવતી**—મ્હારે લગ્ન કરવું નથી, લગ્નીઆને કહીશ કે લગ્નનું મહુંત કાઢી આપીશ નહી.

**જગમોહનરાય**—અરે ગાંડી ! લગ્ન તો નક્કી કરીને આવ્યો છું, વૈશાખ સુદ સાતમને સોમવારનું ફક્ત માસ દોઢ છે,

વિલાસવતી રાતી પીળી થઇ ગઈ, દીલગીરીનો પાર ન રહ્યો પણ દુષ્ટ જગમોહનરાય આગળ કંઈ પણ બોલી શકી નહી. સુપકીથી એકાંત સ્થળે બેઠી એવામાં લક્ષ્મી ત્યાં આવી પહોંચી સર્વને

ઉદાસ જોતાં પ્રથમ કમળા પાસે જઇ અને સર્વ વાતથી માહેતગાર થઈ વિલાસવતી પાસે આવીને કહેવા લાગી:—

**લક્ષ્મી**—કાકી બહુજ ખોટું થયું.

**વિલાસવતી**—બ્હેન શું કરૂં મ્હને તો કંઈ સુજતું નથી. અને મેં તો કહ્યું કે પેલા ભલા યુવક મનહર સાથે વેવશાળ કરો.

**લક્ષ્મી**—હા કાકી તેમ થાય તો ઘણુંજ સારૂં, નહી તો આમાંથી વિપરીત પરિણામ આવશે.

**વિલાસવતી**—બ્હેન તું શું બોલે છે? કમળાએ તને કંઇ કહ્યું છે?

**લક્ષ્મી**—દેહનો અંત આવશે. બીજું તો કંઇ નહી.

**વિલાસવતી**—શું એવો તેણીએ દ્રઢ નિશ્ચય કર્યો છે?

**લક્ષ્મી**—હા.

જગમોહનરાય જે થોડે છેટે બેઠા હતા તેમના તો હોશકોશ ઉડી ગયા, પણ સમયાનુસાર સમજી જઇ કહ્યું કે—હ્યો ત્યારે તે લગ્ન બંધ રાખું છું પછી કેમ?

સર્વના મનમાં સ્હેજ હર્ષનો અંકુર ઉત્પન્ન થયો, પણ કમળા તો જાણતી હતી કે તેમનો વિચાર પૈસા લેઇ મોઝા માણવાનો છે, તે કંઇ બંધ નહી રહે. તેથી અતીશય દુઃખી બની અનેક વિચારો કરવા લાગી. પુષ્કળ રડી પડી; પણ કોઇએ તેણીના મનને ધીરજ આપી નહી, રડી રડીને થાકી છેવટ મનહર ઉપર એક પત્ર લખવો શરૂ કર્યો.

## ગરબી.

વ્હાલા વિચારો મનની માંહ્ય જો,
દાશીને તેડાવો જલદી ત્યાંય જો;
વાહલા વીણુ નવ એકલું રહેવાય જો,
આખું ઘર ખાવાને મુજને ધાય જો. ૧

મુજ માતપિતા વૈરી થયાં જો,
સાથે સગાં સહોદર પણુ દુસ્મન જો;
શોધી કાઢયો મુજ સારૂ મુરખ ભરથાર જો,
આંખે આંધળો, લુલો અભણુ નિરધાર જો. ૨

તેની સાથે લગ્ન કરે મુજ બાળનું જો,
શું તે ઓછો છે અન્યાય જો,
પણુ મ્હેં નક્કી કર્યો વિચારજો,
તમ વિણુ સઘળા મ્હારે ભ્રાત સમાંનજો. ૩

દયાના સાગર મનમાં આણુજો,
સાંકલચંદની વિનંતી સુણુજો કાનજો;
લખું છું સ્તુતિ કરીને કંથજી,
કમળાને તેડાવો જલદી પાસજો. ૪

## હરિગીત છંદ.

આ પત્રનો ઉત્તર પ્રતિ, કરીને ત્વરાથી જણુાવશો;
આશા ધરી દીન વિનવે, શુભ પ્રેમ પાઠ ભણુાવશો.
મન માનતો રંગ લાલ લેઈ, સહુ પત્ર માંહી સમાવશો,
રંક નારને રીઝાવી પતિ! ક્ષણુવાર એક હસાવશો.

ઉપર મુજબનોપત્ર લખી મનહર લક્ષ્મીપ્રસાદનું સરનામું કરી કાગળ કનકપુર રવાના કીધો.

પ્રિયવાંચકો ! હવે આપણે જરા રાજનપુર તરફ નજર કરીએ, રશીકને પરણાવવાની ધામધુમમાં નર્મદાશંકર ગુંથાયા. લગ્નના દીવસો નજીક આવવાથી તેના હર્ષનો પાર રહ્યો નહી. અને નર્મદાશંકર ઉપરાણીઓ વિગેરે વસુલ કરી રસીકની વહુના માટે દાગીના ઘડાવવા લાગ્યા. ઠેર ઠેર કંકોત્રીઓ લખી દીધી. છેટના સગાવહાલાઓ દુર હોવાથી આઠ આઠ દિવસ અગાઉ લગ્નમાં માલવા આવી પહોંચ્યા, લગ્નના માટે સર્વે સામાન તૈયાર કીધો હતો, આવનાર માણસોની નર્મદાશંકર સારવાર કરવા લાગ્યા. લગ્નદિવસ ફક્ત ગણ્યાગાંઠયા ત્રણ રહ્યા, એટલામાંતો નર્મદાશંકરને એકાએક જીર્ણજ્વર તાવ લાગુ પડયો. દાક્તરો, વૈધ વિગેરે બોલવી દવાઓ સરૂ થઇ, પણ કંઇ આરામનું ચીન્હ જણાયું નહીં. દિવસે દિવસે માંદગી વધી પડી અને રશીકના લગ્નના નક્કી કરેલા દિવસે નર્મદાશંકર ન્યાયી ઇશ્વર પાસે પોતાનો ન્યાય આપવા સિધાવ્યા. જે સગાઓ લગ્નમાં માહલવા તૈયાર થઇ આવ્યા હતા તેમણેજ નર્મદાશંકરના સબને નનામીમાં ઘાલી અગ્નિ સંસ્કાર કરવા સમસ્થાનમાં લેઇ ગયા.

ઇશ્વરની ગતી ન્યારી છે ! મનુષ્ય ધારે છે શું ! ઇશ્વર કરે છે શું ! નર્મદાશંકર રશીકને આજરોજ પરણાવી દુનિયાનો લાહવો લેવા ધારતા હતા, તેજ રોજ પોતાના દેહનો અંત આવ્યો ઇશ્વર તમારી લીલા ન્યારી છે ! ઘડીકમાં હસાવે છે, ઘડીકમાં રોવરાવે છે, ઘડીકમાં રાજા ને રંક અને રંકને રાજા બનાવે છે. એમ અનેક રીતે આ માયાવી પ્રાણીઓને તું પલટાવી નાંખે છે.

ગાયન.

તુજ ગતી પ્રભુજી સૌથી ન્યારી,
અકળકળા અને મોરલી ધારી—તુજગતી૦

સાખી.

લોભી લંપટ દુષ્ટને, તું શીક્ષા કરનાર,
ભકતોની મન વાંછના, તું દાતા દેનાર.
ધ્યાન એક ચિત્તે વિભુ ધરીએ તમારૂંરે,
મોટા મુનિયો જાય હારી—તુજગતી.

( પવિત્ર—લક્ષ્મી. )

નર્મદાશંકરના સબને બાળી ભસ્મીભુત કરી ડાઘુઓ નાહી ધોઇ ઘેર આવ્યા અને પછી કાળોતરીઓ લખવા માંડી, સર્વ ઠેકાણે લખી રહ્યા બાદ છેવટ રમણીકપુર લખી અને નર્મદાશંકરના કારજ સુધી તમામ સગાવાહલાઓ રહી પછી સર્વ પોતપોતના સ્થાનકે ગયા. આ ખરચમાં રશીકને રૂપીઆ હજાર થયા.

જ્યારે કાળોતરી રમણિકપુર પહોંચી ત્યારે કમળા તથા વિલાસવતી વિગેરેના હર્ષનો પાર રહ્યો નહી, પણ જગમોહનરાયના મનને અતિશય ખેદ થયો.

---

## પ્રકરણ ૧૩ મું.

### કન્યાવિક્રયનું ભાષણ.



કનકપુર આવ્યા પછી મનહર દિન પ્રતિદિન વિશેષ ખ્યાતી મેળવવા લાગ્યો, અને હુન્નરકળામાં પુર્ણ પ્રવીણ થયો. તેનો મુખ્ય હેતુ મોટી મોટી સભાઓમાં જઇ ભાષણો આપવાં, મોટા મોટાની મુલાકાત લેઇ કન્યાવિક્રયના દુષ્ટ રીવાજને નાબુદ કરવાનો હતો.

આજે કનકપુરના એક સાર્વજનિક મકાનમાં મનહર ભાષણો આપવાનો હતો, જેથી સભા માટે બેઠક ગોઠવાણી હતી. શહેરના તમામ સદ્ગ્રહસ્થો, વકીલો, બારીસ્ટરો, ઓફીસરો, મનહરની જ્ઞાતિના જ્ઞાતિબંધુઓ, સ્ત્રીઓ વિગેરે સર્વ પ્રજાએ આ મેળાવડામાં ભાગ લીધો હતો. સભાનો ટાઇમ થયો એટલે રમણલાલ મનહરને લેઇ સભામાં દાખલ થયા અને પોતાના માટે ગોઠવેલી બેઠક લીધી. લગભગ અડધા કલાક સુધી સર્વ સભા શાન્ત રહી. ત્યારબાદ મનહર ભાષણ આપવા ઉભો થયો.

**શ્રીમાન સદ્ગ્રહસ્થો ! અને જ્ઞાતિબન્ધુઓ !**

આજનુ ભાષણ આપવાનો મુખ્ય હેતુ કન્યાવિક્રયનો છે. કન્યાવિક્રય થવાથી બાળલગ્ન તથા કજોડાં થાય છે, અને તેથી કરીને વિશેષ વિધવાઓ આજકાલ આપણા જોવામાં આવે છે. વળી વિશે-

ષમાં પુર્ણ સ્ત્રીકેળવણી માબાપો ન લેવાડેવાથી, તેમજ ન્હાનપણમાં કુમળી વયની બાળાઓને વિધવાપણું આવવાથી, દુષ્ટ સ્ત્રીઓના સહેવાસથી નિચ કૃત્યો કરે છે. પ્રથમ આપણે સંસાર સુધારા માટે સ્ત્રીકેળવણીની અગત્યતાના વિષે ભાષણ આપીએ, તે સાથે સ્વદેશાભિમાનનું પણ ટુંક વિવેચન જણાવીએ. ( તાળીઓ )

સંસાર સુધારા માટે કેળવણીની અગત્ય જરૂર છે, કેળવણી ન લેવાથી આર્ય પ્રજા એક પશુ સમાન બને છે; કેળવણી લેવાથી નવા નવા પુસ્તકો વિગેરે વાંચવાનું મન થાય છે, તેથી કરીને સારૂ જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને સ્ત્રીઓને તો ખાસ કેળવણી લેવીજ જોઇએ, કેળવણી લેવાથી પોતાનો શો ધર્મ છે તે જાણવા પામે છે. પતિ સાથે કેમ બોલવુ, કેમ વર્તવું, વિગેરે સર્વ કેળવણીથી જાણે છે. તો દરેક આર્ય બન્ધુઓ પ્રથમ કેળવણી આપી પોતાનાં કુમળાં બાળકોને ખંતીલા બનાવશે, એમ મને આશા છે. (તાળીઓ)

## "સ્વદેશ સુધારા" સંબંધી સ્વદેશીઓને બે બોલ.

### ભુજંગી છંદ.

અરે ઓ સુણો દેશીઓ દોસ્તભાવે, કહુ વાત હીતાર્થની હુંજ ભાવે;
ધરી ટેક ઝાલી ઉરે ધીર ધારી, કરો ભાષણો ભાઈ સૌ લાભકારી; ૧
રહો રાતદિ ઉધમે સર્વ મંડયા, ભણી ભાવથી ના જશો લેશ ડંડયા;
વિદ્યાએ કરી વિપતી સૌ વિડારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૨
છકેલાપણું છોડીને છુટ રાખો. સદા નમ્રતાને સદા સત્ય ભાખો;
વળી વાસના વેરી નાંખી વીકારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૩
હટાવો બળાવો બધાં બાળલગ્નો, વળી વિધવાનાં મટાડોજ ક્ષ્ટો;

સહુ સ્નેહથી કામ કામે વિચારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૪
ભણાવો ગણાવો બધાં બાળબચ્ચાં, સદા સુખ માંહિ રહે નિત્ય મચ્યાં;
કરો કામ આ કોડથી સ્નેહધારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૫
અગાઉ જુઓ આપણો દેશ કેવો, હતો હેમની વાતમાં હસ્તી જેવો;
બન્યો આજ તે બાપડો એલભારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૬
હતાં વાસણો વાર તેવાર ટાણે, સહુ હિંદુને હેમનાં સર્સ ભાણે;
ગઈ ધાતુએ આવી માટી બિચારી, કરો ભાષણો ભાઈ સૌ લાભકારી. ૭
હતું જે સમે દેશમાં દ્રવ્ય ભારે, થતી તે થકીનાજ ચોરી લગારે;
ગયું દ્રવ્ય તેથી વધી ચોરી ભારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૮
પરાણે પરાણે પુરૂં કષ્ટ વેઠી, કરે આજ પુરૂં મુકી દેઇ શેઠી;
વધ્યા આજ જુઓ ભીખારીજ ભારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૯
જુઓને વળી આજ વેપાર કેવા, ધીરી દામ બીજાકને દામ લેવા;
તજી વાણુ સટ્ટ કરે ખુબ ભારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૧૦
ખરો એક ઉદ્યમ ખેતીતણો છે, વિના બાકી બીજો કહો શોષણો છે;
રહ્યું દેશનું નુર એથીજ જારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી· ૧૧
બન્યા નિર્બળ આજ હિંદુ હવે તો, રૂએ દેશીઓ દામ સર્વે જવે તો;
થઇ દેશની દુર્દશા ખુબભારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૧૨
ચઢી વાણુ જાઓજ પ્રદેશમાંહી, શીખી હુનરો લાવજો હુન્ન આંહી;
ફરીને કરી લોકનું ટોળું ભારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૧૩
થશે તે થકી દેશનો દિનસારો, કહી મેં ખરી વાત તે ઉર ધારો;
સદા દાસજેસંગની શીખ સારી, કરો ભાષણો ભાઇ સૌ લાભકારી. ૧૪

( જેસંગ-કાવ્ય. )

જ્ઞાતિ બન્ધુઓ હવે કન્યાવિક્રય વિષે બે બોલ બોલવા હું ઇચ્છુંછું.

સજ્જનો ! કંઈ પણ વસ્તુ દ્રવ્ય આપીને લેવી તે ક્રય કહેવાય છે, અને કોઇ પણ વસ્તુ દ્રવ્ય લેઇને વેચાતી આપવી તે વિક્રય કહેવાય છે, કન્યાવિક્રય એટલે પુત્રી અથવા બાળીકાનો બીજાની સાથે આપી પૈસો લેવો તેનું નામ કન્યાવિક્રય.

બન્ધુજનો ! માણુસ એ બીજી વસ્તુની માફક વેચવા સાટવાની અથવા વેપારની વસ્તુ નથી. આપણા શાસ્ત્રમાં કન્યાવિક્રયને માટે સ્પષ્ટ મના કરેલી છે. દીકરીઓના ખાવાના પૈસા લેઈ તેનું દાન કરવું એ દાન નથી પણ વિક્રય છે. તેમજ જે વસ્તુ દાન કરવામાં આવે તેના દામ હોયજ નહીં.

મહાશયો ! કન્યાવિક્રયથી આપણી જ્ઞાતિની કેવી પાયમાલી આવે છે તે તરફ જરા દયાની દ્રષ્ટીએ જોશો તો તુરતજ ખાત્રી થશે. આપણી જ્ઞાતિની પડતી દશા આવવાનું મુખ્ય કારણ કન્યાવિક્રયજ છે. જે વખતે આપણી જ્ઞાતિમાં કન્યાવિક્રય નહોતો ત્યારે આપણી સ્થિતિ કેવી હતી, અને હાલ આપણે કેવી દશા ભોગવીએ છીએ તે આપ સુજ્ઞ બંધુઓના જાણુબહાર નહીંજ હોય. તમો કન્યાનું દાન કરતા નથી, પણ કન્યાવિક્રય કરોછો તેથી શાસ્ત્રવિરૂધ્ધ આચરણ કરી પાતકી બનો છો. નિતિશાસ્ત્રમાં કહ્યું છે કે:—

कन्याया विक्रयैनैव । कर्त्तव्यः क्वापिकेचित् ॥
ब्राह्मणो न विशेषण । यत्कर्त्तायाति रैरवं ॥

એટલે કન્યાવિક્રય કરવો નહીં, કારણ કન્યાવિક્રય કરનાર તમામ રૈરવ નર્કના અધિકારી થાય છે.

પ્રાચિન સમયના મહર્ષી મનુ, પારાશર, ઇત્યાદિ સ્મૃતિકારો આગળ ઉપર અધર્મી પ્રજા થશે, એમ જાણી આગમચેતીથી કન્યા-વિક્રયના મહા પાપોના માટે થોડું ઘણું પણ લખી ગયા છે. જુઓ! મહાત્મા મનુ કહેછે કેઃ—

**आददीत न शुद्रोपि । शुल्कं दुहितरंददन ॥**
**शुल्कं हि गृह्णन् कुरुते । छन्नंदुहितृ विक्रयम् ॥**

અર્થાત શુદ્રે પણ દીકરીને પરણાવીને તેનું મુલ્ય ન લેવું; જોઇએ તો પછી દ્વીજાતી, ક્ષત્રીને વૈસ્યથી તો લેવાયજ કેમ?

વળી તમો કન્યાવિક્રય કરોછો તે છતા સંકલ્પ કન્યાદાનનો દઈ ઇશ્વરને ઠગોછો. પ્રિયબન્ધુઓ! ત્યારે કહો જોઇએ હવે તમારૂં કેવી રીતે શ્રેય થાય? કન્યાદાન કરતી વખતે તમે કહોછો કે મ્હારે જે સમસ્ત પીતૃ લોકો જે અસદ્ગતિને પામેલા હોય તેમના ઉધ્ધારને અર્થે અને બ્રહ્મલોકને પામવાને માટે હું આવરને મ્હારી કન્યા અર્પણ કરૂંછું. પ્રિયબંધુઓ આવું ખોટું પણ કરી ઇશ્વરને નાહક શા સારૂ ઠગો છો, અને તેથી કરીનેજ તમારી જ્ઞાતિનું તમો સત્યાનાશવાળી બેઠાછો. ધીક્કાર છે તમને! તમારા કામોને! તમારા ખોટા વિચારોને! કુમળી બાળીકાઓના શા માટે પ્રાણ લ્યોછો?

જેમ કસાઇઓ, ચંડાળો અને માંસાહારી મનુષ્યો, અજા, ગાય, ઇત્યાદિ પશુઓને શા માટે ઉછરે છે? મ્હોટાં કરી આખરે તેમનો ઘાતકીપણે નાશ કરવા માટે. ત્યારે તમો તમારી કુમળી બાળીકાઓને શા માટે ઉછેરી મ્હોટી કરોછો? શું જીવીત દુઃખનું દાન દઇ અંધાર કુવામાં તે રત્નને પત્થર સાથે પટકવા માટેજ.

અરે તમો તમારી પુત્રીઓને અમુલ્ય ખજાનાની માફક જતન કરોછો તે શું ફક્ત જાહેર લીલામ કરવાનેજ માટે ?

બંધુઓ તમો એમ ન સમજતા કે આ પ્રમાણે હું એકલોજ કહુંછું. પણ મોટા મોટા વિદ્દજનો પણ કહે છે, શાસ્ત્રો પણ પોકારી પોકારીને કહેછે કેઃ—

व्याधा श्रेष्टामनुष्याणां । कन्याविक्रयंकारिणाम् ॥
ते निर्दयाः परेष्वेव । पुत्रादिषुदयापरा ॥

એટલે જે માણસ કન્યા વેચે છે, તેના કરતાં પારધી હજાર દરજ્જે સારો; કારણકે તે બીજા પ્રાણીયો પર નિર્દતા વાપરે છે; પણ પોતાના સંતાનને માટે તો દયા રાખે છે. વળી તે એટલો દયાળુ છે કે એકદમ પ્રાણ લેછે. અને કન્યાવિક્રય કરનારાઓ તો રિબાવી રિબાવીને મારે છે.

જ્ઞાતિ બન્ધુઓ ! આપણે પુત્રીની દરકાર ન કરતાં, પૈસાની દરકારમાં પોતાની કુમળી બાળીકાઓને કોઇ અભણ, વૃદ્ધ, અપંગની સાથે પરણાવીએ છીએ પણ તે કુમળી બાળકાઓ આપણી આજ્ઞા મુજબ બરોબર વર્તે છે. ત્યારે શું આપણે તેવી નિર્દોષ કુમળી બાળીકાની આખી જીંદગી ધુળમાં નાંખવી? કદી નહી. વળી એવી રીતે કન્યાવિક્રયને લીધે તથા બાળ રંડાપાને લીધે પુત્રીઓ ખરાબ માર્ગે દોરાય છે. પોતાનો ખરો ધર્મ શું છે? તે જાણી શકતી નથી. સ્ત્રીઓની સ્વતંત્રતાની બાબતમાં આપણા શાસ્ત્રકાર પિતામહ મનુ નીચે પ્રમાણે કહે છે તે યથાર્થ છેઃ—

बाल्यावायूवत्यावा वृद्धयावापियेोषिता ॥
नस्वातंत्र्येण कर्त्तव्यं किंचित्कार्यं गृहेस्वपि ॥

બાલક, યુવાન કે વૃદ્ધ થયેલી સ્ત્રીએ પણ ઘરમાં પોતાના પતિ વિગેરેને પુછ્યા સિવાય કાંઈ પણ કાર્ય સ્વતંત્રપણે કરવું નહિ.

बाल्येपितुर्वशेतिष्ठेत्पाणी ग्राहस्ययौवने ॥
पुत्राणांभर्त्तरिप्रेतेन भजेत्स्त्रीस्वतंत्रताम् ॥

સ્ત્રીઓએ બાળપણામાં માતપીતાને વશ રહેવું, યુવાવસ્થામાં પતિને, વૃદ્ધાવસ્થામાં પુત્રોને વશ રહેવું, પણ સ્વતંત્રપણે કદી રહેવું નહીં.

વળી મનુ સ્ત્રીની બાબતમાં નીચે પ્રમાણે કહે છેઃ—

માતપિતા કે બીજાં સગાંએ જે પુરૂષની સાથે પરણાવી હોય તેની જીવતાં સુધી સ્નેહ સહીત ચાકરી કરવી, અને મરણ પછી પણ તેમને કલંક લાગે તેવું કાંઇ પણ કાર્ય કરવું નહિ. જે સદ્ગુણી સ્ત્રીની મરજી સ્વર્ગમાં જવાની હોય, તેણે પોતાનો હાથ ઝાલનાર સ્વામી ના ખુશ થાય એવું કાંઇ પણ કાર્ય કદી કરવું નહીં. મતલબકે સાદાઇથી રહેવું, અને પરપુરૂષનું નામ સ્વપ્ને પણ લેવું નહીં. અને હમેશાં પુરૂષોએ પોતાની સ્ત્રીઓને સ્વતંત્રતા આપવી નહિ. જ્યારે તે મોજ શોખમાં ઉતરે ત્યારે પુરૂષે સ્ત્રીને કબજામાં રાખવી. સ્ત્રીઓ બાહારના રૂપની પરવા કરતી નથી, વયનો પણ વિચાર કરતી નથી, પણ આ પુરૂષ છે એટલાથીજ તે પુરૂષ સાથે સંબંધ કરવા જાય છે. નઠારા માણસોની સંગત કરવી, પતિની સાથે અણબનાવ રાખવો, ઘેર ઘેર ભટકવું, અને પારકાના ઘરમાં વસવું, વિગેરે સ્ત્રીઓના દુર્ગુણ છે.

મહાત્મા મનુ ૠષિના વિચારો આપણને પણ અનુભવમાં ક્યાં નથી આવતા ? માટે સ્ત્રીને ઘણી છુટ ન જોઇએ, અને તેટલાજ વાસ્તેજ તે સ્ત્રીની સ્વતંત્રતાની ના પાડે છે, અને દરેક પગલુ પુરૂષની રજા લેઇનેજ ભરવા ભલામણ કરે છે.

પ્રિય શ્રોતાઓ! જ્યારે સ્ત્રીઓને પુરૂષ કબ્જામાં નથી રાખતા ત્યારે પોતે ખરાબ સોબતે ચઢી છેવટ નીચ કર્મ કરવા આદરે છે. માટે સ્ત્રીઓને પોતાના કબજામાં રાખવી અને આજ્ઞા સિવાય બહાર જવા ન દેવી.

એકંદરે ભાષણનો હેવાલ મુખ્ય કેળવણી આપી સુધારો કરવો, સ્વધર્માભિમાન રાખવું, દેશની સેવા કરવી, અને કન્યા વિક્રયના દુષ્ટ રિવાજને પ્રથમ નાબુદ કરવો. જો તે દુષ્ટ રિવાજ આપણી જ્ઞાતિમાંથી દુર થશે તો તેથી બાળલગ્ન થતાં બંધ રહેશે, કજોડાં પણ નહિ થાય અને તેથી બેશક તેવી બાળીકાઓ દુષ્ટ નિચ કૃત્યો કરતાં અટકશે. અને માબાપોને આશીષો આપશે. (તાળીઓ.)

ભાષણ પુરૂ થયું તાળીઓના અવાજમાં મનહરે પોતાની જગ્યા લીધી. સભાના સદ્‌ગૃહસ્થો ઉઠી મનહર વિગેરેને પુષ્પના ગુથેલા હારો પહેરાવ્યા, બાદ સભા વિર્સજન થઈ. આ ભાષણની સર્વના મનને અસરકારક લાગણી થઇ આવી, કોઇએ તો કન્યા વિક્રય નહિ કરવાનાં પણ લીધાં. જ્યારે મનહરનું ભાષણ પેપરદ્વારા બહાર પડયું, ત્યારે તો જગજાહેર થયું. રમણીકપુરમાં નામદાર માહારાજ સાહેબ તથા કમળા, લક્ષ્મી વિગેરેએ જ્યારે તે ભાષણ વાંચ્યું ત્યારે તેમના હર્ષનો પાર ન રહ્યો.



## પ્રકરણ ૧૪ મુ.

—××—

### પ્રેમીનો મેળાપ.



—+—

રમણલાલનો લખેલો પત્ર તથા તે સાથે પાંચ રૂપીઆનું મની ઓર્ડર રમણીકપુર લક્ષ્મીને મળ્યું, જેથી તેણીના હર્ષનો પાર રહ્યો નહિ. પોતાના પ્રિયતમનો કાગળ વાંચી વિચારમાં પડી કે હવે મ્હારે કેમ કરવું! મ્હારા પિતાશ્રી વિગેરેને જણાવ્યા શીવાય કેમ જવું! કદાપી હું જણાવ્યા સીવાય જાઉં તો તેઓ મ્હારી શોધખોળ કરી દુખી થશે એમ અનેક તરેહના વિચારમાં ગુથાણી. થોડીવાર પછી કમળા તેની પાસે આવી. ને લક્ષ્મીના હાથના અંદરનો કાગળ લેઇ લીધો. લક્ષ્મીએ તે પત્ર વાંચવા ઘણીએ ના પાડી પણ તેણીની ના ટકી શકી નહિ. ને ઝડપથી કમળાએ પત્ર વાંચવો શરૂ કીધો. તેણીએ જાણ્યું કે મ્હારા પ્રિયતમ પણ ત્યાં છે તેથી હું પણ તેમની સાથે જાઉં એમ ધારી બોલી—મ્હેન સ્વામી પાસે ક્યારે જવાનાં છો?

**લક્ષ્મી**—મ્હેન હાલમાં જવા વિચાર નથી.

**કમળા**—કારણ

**લક્ષ્મી**—કંઇ નહિ.

**કમળા**—જે વખતે પત્ર ન હોતો ત્યારે તો સ્વામીની સેવા કરી મોક્ષ પદ્વી મેળવવાને માટે આતુર હતાં, ને હવે જવાનું કેમ ના કહો છો?

**લક્ષ્મી**—મ્હેન તે બધુ ખરૂ, પણ અહીંથી મ્હારા પિતાશ્રીને જણાવ્યાશિવાય જવાય તેમ નથી, અને મ્હારાથી કહેવાય નહિ.

કમળા—એમાં હરકત શી! હું તમારા પિતાશ્રીને જણાવીશ.

ઉપર પ્રમાણે બંને વાતચીત કરતાં હતાં તે વખતે લક્ષ્મીની ભાભી એક બાજુએ ઉભી રહી હતી, તેથી સઘળી વાત સાંભળીને બોલી ઉઠી બ્હેન! નાહક શામાટે શોચ કરોછો! હું તમારા પિતાજીને જણાવી રજા અપાવું તો કેમ! તમો જવા ખુશી છો! વારૂ રમણલાલ ક્યાં છે! લક્ષ્મીએ કહ્યું–હું જવા ખુશી છું. તેઓ કનકપુર સ્ટેશન માસ્તરની જગોએ છે. આટલુ કહેતાની સાથે તેણીની લક્ષ્મીની પાસેથી વિદાય થઇ. અને પોતાના સસરા આગળ બધી વાત જાહેર કરી છેવટે લક્ષ્મીને રમણલાલ પાસે જવાની આજ્ઞા મેળવી લક્ષ્મી પાસે આવી કહેવા લાગી, કે બ્હેન સુખેથી જ્યારે જવું હોય ત્યારે જજો. તમારા પિતાશ્રીની રજા છે. એટલુ કહી પોતે ત્યાંથી વિદાય થઇ. જેથી લક્ષ્મીના હર્ષનો પાર રહ્યો નહિ, અને કમળાને કહ્યું–બ્હેન પત્ર વાંચ્યો.

કમળા—હા બ્હેન!

લક્ષ્મી—મનહરલાલ પણ ત્યાં છે.

કમળા—(ઉદાસ ચ્હેરે) હા બ્હેન ત્યાં છે, પણ શુ કરૂ? હાલ મળવાનો એકે ઉપાય નથી.

લક્ષ્મી—શાન્તિથી રહો, ઇશ્વર કાલે મેળવશે.

કમળા—બ્હેન તે બધુ ખરૂ પણ હવે મ્હને મ્હારો પિતા ટુંક વખતમાં પરણાવી દેશે.

લક્ષ્મી—બ્હેન ઇશ્વર સૌ સારૂ કરશે. તે બાબતની કંઇ ફીકર રાખશો નહીં. જો કદાપી રસીક સાથે લગ્ન કરે તો પછી તેને પોતાનો સ્વામી માની સેવા કરજો.

કમળા—એ શું બોલ્યાં! કદાપી કાળે હું તેમની સાથે લગ્ન કરીશ નહિં, જો એકે ઉપાય નહિ ચાલેતો છેવટ આ દેહનો અંત આણીશ પણ મ્હારા પ્યારા મનહર શિવાય આ દાસી કોઇની સેવા બજાવશે નહી.

લક્ષ્મી—બ્હેન કોઈ દિવસ તેવું સાહસ કરશો નહિ, અને તેથી દયાળુ પ્રભુ પણ રાજી નહિ રહે, માબાપ જેની સાથે પરણાવે તેજ આપણો સ્વામી.

કમળા—બ્હેન જ્યારે બાપ પુત્રીઓની દરકાર ન કરતાં ફક્ત પૈસાના લોભથી પુત્રીને મુર્ખની સાથે પરણાવે તો શું તેમની આજ્ઞાનુસાર વર્તવું! કદી નહી. બ્હેન! મ્હેંતો ધાર્યું છે કે આપની સાથે મ્હારા પ્રિતમનાં દર્શન કરવા આવીશ.

લક્ષ્મી—તમારા પિતાશ્રી વિગેરેને જણાવ્યા શીવાય શી રીતે આવશો.

કમળા—ચુપકીથી

લક્ષ્મી—ભલે જેવી તમારી મરજી, હું આવતી કાલે રાતની ટ્રેનમાં અત્રેથી કનકપુર જઇશ.

કમળા—તોતો ઘણું સારૂ. મ્હને પણ રાત્રીના વખતે આવવાને હરકત નહીં આવે.

ઉપર પ્રમાણે વાતો કરતાં લક્ષ્મી તથા કમળા છુટાં પડ્યાં. કમળાના ગયાબાદ લક્ષ્મી પોતાનો સરસામાન અટપવા લાગી.

રાત્રી પડી સર્વ ઠેકાણે શાન્તિ પ્રસરી, ઘરના તમામ માણસો નિર્ભયપણે નિદ્રાદેવીને સ્વાધીન થયાં, પણ કમળાને નિદ્રા આવી નહી. લગભગ રાત્રીના દશનો સુમાર થયો, આમતેમ વિચાર કરતી આળો-

ટવા લાગી, દશ, અગીઆર, ને બાર એમ અનુક્રમે વાગ્યા. પણ કમળાના વિચારો બંધ થયા નહી. પોતાના પ્રિયતમને ભેટવાના અનેક તરેહના વિચાર કરવા લાગી. અને છેવટ એજ ધાર્યું કે બસ જઇશ! પ્રિયતમને મળીશ ! વ્હાલાને ભેટીશ ! ચંદ્રવિના ચકોરીને શાન્તિ નહિ વળે ! આવા અનેક તરેહના વિચારો કરતી ઉઠી અને ધીમેથી દાદરપર ચઢી દીવો કર્યો. અને દુષ્ટ પીતા ઉપર ચોધાર આંસુએ એક પત્ર લખવા માંડયો.

પિતાશ્રી જગમોહનરાય !

ત્હમે મ્હને તમારા સ્વાર્થની ખાતર પૈસાના લોભથી મુર્ખની સાથે પરણાવો છો એ શું વ્યાજબી છે! તમારે પુત્રીની દરકાર નથી ફક્ત પૈસાનીજ છે. અને તેથી કરીને રંભાની માફક મ્હારી સ્થીતિ કરવા ધારી છે; પણ રંભાતો બીન કેળવાયેલી હતી. અને મ્હેં કેળવણી લીધી છે તો તેમ નહિજ થાય. અરે! શાસ્ત્રોમાં પણ પુત્રી વેચી પૈસા ન લેવા વિષે ઘણો બોધ આપ્યો છે. પણ ધર્મગુરૂઓ તે બાબતપર બીલકુલ લક્ષ લેતા નથી. ફક્ત ધર્મને બ્હાને પૈસો ધુતી ખાવાનું સમજ્યા છે. કુમળીવયની બાળીકાઓની દયા મનની અંદર લેશ પણ આણતા નથી. કંન્યાવિક્રયની મના કરતા નથી, તેવા ધર્મગુરૂઓ આ સૃષ્ટિને નાહક ભાર કરી રહ્યા છે. તેઓ હજારો, અરે લાખો, બલકે કરોડોવાર ધીક્કારને પાત્ર છે. અને તેથી પણ વધારે વખત હું તમોને ધીક્કારૂ છું. તમારા કરતાં કસાઇ હજાર દરજ્જે સારો છે, જો કે તે બીજા પ્રાણીઓપર નિર્દયતા વાપરે છે; પણ તમારી માફક પોતાની કુમળી બાળીકાઓના પૈસા લેઇ જીંદગી ધુળમાં મેળવતો નથી.

તમો ધોળે દહાડે કંન્યાનુ માંસ વેચી ખાનારા માંસહારીઓછો. તેથીજ હુમ્હારી જીંદગીની સલામતીને માટે તમારા ઘરનો સદાનો કરી મ્હારા વ્હાલા પ્રિયતમ મનહરને ભેટવા જાઉછું એજ.

લી.

દુઃખી બાળીકા.

કમળા.

ઉપર મુજબનો પત્ર લખી જગમોહનરાયની પેટીમાં ચુપકીથી કમળા નિર્ભયપણે પલંગપર સુઈ રહી અને નિદ્રાદેવીને સ્વાધીન ગઇ.

પ્રભાત થતાં ઉઠી ખટ કર્મથી પરવારી કમળા આનંદમાં રહી, રાત્રીની વખતે ચુપકીથી ઘરમાંથી નીકળી રેલ્વે સ્ટેશનપર જઇ, ાક્ષ્મી પણ આવેલી હતી. તેથી હર્ષાયુક્ત ચ્હેરે બંને બ્હેનપણીઓ નમાં બેઠાં ને કનકપુરને સ્ટેશન આવતાં લક્ષ્મી ઝડપથી ઉતરી પોતાના સ્વામીને ભેટી ! ત્યાર પછી કમળા વિષેની સર્વ હકી- જાહેર કરતાં પોતાની પાસે રાખી.



# પ્રકરણ ૧૫ મું.



## રમણનુ કનકપુરથી વિદાય થવું.





લક્ષ્મીના રમણીકપુરથી આવ્યા બાદ બંને દંપતી આનંદથી રહેવા લાગ્યાં. એમ કરતાં કેટલાક દિવસ અંત થયા. લગભગ એક બે માસ બંને દંપતી આનંદમાં રહ્યાં એવામાં રમણની બદલીનો હુકમ તાબડતોબ આવ્યો, જેથી રમણને કનકપુર છોડવા વખત આવી. દ્વારીક મેનેજરપર પોતાની બદલી બંધ રાખવા લખ્યું પણ તેસઘળુ નિષ્ફળ નીવડતાં કનકપુર છોડી તાકીદે જવાનો હુકમ આવ્યો. આ વખતે કમળાની દીલગીરીનો પાર રહ્યો નહી આજ સુધી તે લક્ષ્મીની પાસે હતી તેને આજે લક્ષ્મીથી જુદાં પડતાં બહુજ દીલગીરી થઈ પણ કમળાની થયેલી દીલગીરી લક્ષ્મીએ જાણી તેથી કહ્યું કે બ્હેન ફીકર રાખશો નહી હુ તમને મારાથી કદી છેટી રાખીશ નહી. તેથી તેણીની ખુશી થઇ.

મનહરની દીલગીરીનો પાર રહ્યો નહી. રમણથી પોતાની લાંબા વખતની સ્નેહ દોરી ટુટી જવાનો વખત નજીક આવ્યો. મનહરે રમણલાલને અત્રે રહેવા વીનવ્યું તે સાથે જણાવ્યું કે હુ તમને અત્રે કારખાનામાં માસીક પગાર રૂપીઆ પચાસથી રખાવું પણ રમણે તે બાબત દીલગીરી સાથે ના જણાવ્યું.

રમણલાલની વિદાયગીરીના માનમાં મનહરે પરિશ્રમ લેઇ ચા પાણીની પાર્ટી આપવા ધારી, અને રમણના જવાના મુકરર કરેલાજ

દિવસે પોતાની જ્ઞાતિના તમામ સદ્ગ્રહસ્થોને બોલાવી બેઠક કરી. અને રમણુને આદર સત્કાર સાથે બોલાવી પોતાના લાંબા વખતની સ્નેહ દોરી તુટીવાથી લાગણી ભરેલી દીલગીરી બતાવી.

રમણુલાલ તે બાબતનો ઘટતો દીલાશો આપી જ્ઞાતિબન્ધુ પ્રત્યે કહેવા લાગ્યો કે—જ્ઞાતિ બંધુઓ આપણે પ્રથમ જ્ઞાતિનુ જેવી રીતે શ્રેય થાય તે પ્રમાણે વર્તવા હમશાં તત્પર રહેવું. આપણી જ્ઞાતિમાં કંન્યા વિક્રયે એવો જબરો સડો ઘાલ્યો છે કે આખી જ્ઞાતિનુ બલકે હિન્દી પ્રજાનું સત્યાનાશવાળી દીધુ છે, અને તે દુષ્ટ રીવાજને લીધે આપણી જ્ઞાતિની આ એક દુ:ખી અબળા અત્રે રાત્રોની વખતે ચુપકીથી નીકળી મનહરની સાથે લગ્ન કરવા ઇચ્છા રાખે છે. તો તે બાળાની વિનંતી ધ્યાનમાં લેઇ યોગ્ય ખુલાસો કરશો. આજદીન પર્યંત સુધી તે મ્હારી પાસે હતી. પણ મેં આપને તે વિષે કોઇ વખત વાત કરી નહોતી પણ મ્હારી અચાનક બદલી થવાથી હુ આપનાથી જુદો થાઉં છું. બંન્ધુઓ તે બાળીકાને આપન ઓળખતા હોય તો તે રમણીકપુરના જગમોહનરાયની પુત્રી કમળા છે હવે તે વિષે વધુ વિવેચન કરવાની કંઇ અગત્ય જેવું નથી.

જ્ઞાતિ બંધુઓ ! જેણે આ સૃષ્ટિની અંદર જન્મ લેઈ જ્ઞાતિનુ ભલું કર્યું નથી, તેમજ કંઇપણ સત્યકાર્ય કાંમ કર્યું નથી, તેનો જન્મ વ્યર્થ છે. તેના માટે મોટા મોટા વિદ્વજનો એજ કહે છે:—

### શાર્દૂલ વિક્રીડીત.

કીધુ ના સત્કાર્ય હામધરીને, ભક્તિ તણું ભાવથી;
લીધુ ના 'પણ' દેશશ્રય કરવા, દેશાભિમાની થઇ;
પિધુ પીયુષના કદી પ્રણયથી, વિદ્યા વિનોદી જરી;

હા, હા ! કેવળ વ્યર્થ જન્મ વીત્યો, સૂતો પ્રમાદે ભરી. ૧
જીભેથી જરીના કદી પર તણી, હિતેચ્છુવાણી વદ્યો;
દીધું ના શુભ દાન રત્ન કરથી, લોભીપણામાં વદ્યો;
નેત્રે જોઇ ગરીબ જીવન જરે, યત્ના કરી ના જરી; ૨
હા, હા ! કેવળ વ્યર્થ જન્મ વીત્યો, સૂતો પ્રમાદે ભરી;
ટાળ્યુંના જરીએ દરિદ્ર ભવનું, પાપો તજીને કદી;
ગાળ્યું ન મનનું ગુમાન અરિતા, સુબોધી વાણી વદી;
પાળ્યું ના શીલ રત્ન યત્ને કરીને, ભોગે રહ્યો હા ઠરી;
હા, હા ! કેવળ વ્યર્થ જન્મ વીત્યો, સૂતો પ્રમાદે ભરી. ૩
પ્રચંદ્રી પરિપૂર્ણ પુર્વદત્તથી, પામ્યો પુરી સંપદા;
કીધું ના શુભ કામ હાય ! જન્મીને, એળે ગયા દિ બધા;
આગે છે હજી વખ્ત સખ્ત મુરખા ! ચેતી સદા ચાલતું;
ભાતુ ભરી લે સત્ય કૃત્ય કરીને, મોક્ષે પછી મ્હાલતુ. ૪

હિતેચ્છુ—જંગબાર.

માટે બન્ધુઓ જેમ બને તેમ સુકીર્તી સંપાદન કરવી. અને જ્ઞાતિનુ જેમ શ્રેય થાય તેમ કરવું; ખરેખર એ ઉપદેશ મનહરે પુરે-પુરો ગ્રહણ કીધો છે.

છેવટ રમણલાલ બધાની પાસે રજા માગતો રેલ્વે સ્ટેશનપર આવ્યો, આ વખતે તેની સાથે મનહર તથા બીજા સદગ્રહસ્થો હતા. લગભગ પા કલાક સુધી એક બીજાના મનનુ સમાધાન કરવા રોકાયા એવામાં ટ્રેન આવી. ને રમણ, લક્ષ્મી, અને કમળા વિગેરે ટ્રેનમાં બેઠાં. તે વખતે મનહરે રમણલાલને વિદાયગીરીના માનમાં પુષ્પથી ગુથેલા હારો પહેરાવ્યા લગભગ પાંચ મીનીટ થોભ્યા બાદ રેલ્વેસ્ટેશન પરથી ટ્રેન મોટા અવાજ સાથે પસાર થઇ અને સ્નેહી મિત્રો જુદા પડયા.

# પ્રકરણ ૧૬ મુ



## કન્યા માટે તકરાર.

—×—



આપણે પાછળ વાંચી ગયા છીએ કે રશીકનું લગ્ન તેના પિતા ગુજરી જવાથી બંધ રહ્યું છે. નર્મદાશંકરના મરી ગયા પછી છ માસે રસીકે જગમોહનરાયના ઉપર પોતાના લગ્ન માટે કાગળ લખ્યો હતો, પણ જગમોહનરાયે વિચાર કીધો કે હવે રશીકની વતી લગ્નના માટે કોઇ આવે તેમ નથી- માટે હજાર રૂપીયા પચાવી રાખી કમળાનું વેવીશાળ બીજે કોઇ સ્થળે કરી મનમાનનાં નાણાં લેઈ મોજમઝા માણું, તેથી કાંઈ જવાબ આપ્યો નહોતો, ત્યાર પછી એક માસ થયો એટલે રશીકને ચટપટી થઇ કે કાગળ નથી તો શું જગમોહનરાયની દાનત રૂપીયા અજમ કરી લગ્ન કરવાની મરજી નથી કે શું ? માટે હું તેમની પાસે જઇ ખુલાસો કરૂં તેમ ધારી જગમોહનરાય શેઠને ત્યાં આવ્યો.

આપણા જગમોહનરાયભાઈ તો કમળાનો મુદલ પતો ન હોવાથી ગાંડા ઘેલા બની ગયા હતા, ઠેકાણે ઠેકાણે માણસો મોકલી શોધખોળ કરાવા લાગી રહ્યા હતા. કારણકે પોતાના શેખશલ્લી જેવા વિચારો નાબુદ થશે કે શું તેની ફીકર થવા લાગી. ઘણે ઠેકાણે શોધ કરાવી પણ મુદલ પત્તો ન હોવાથી ઘણા અમુઝાવા લાગ્યા. એવામાં એક માણસ જગમોહનરાયના લેણા દેણા આપવા આવ્યો તે લેઈ પો-

તાની પેટીમાં મુક્યા. તે વખતે તેમના હાથમાં અંદરના કપડામાંથી એક કાગળનો કકડો આવ્યો. હર્ષભેર ઉતાવળે ઉતાવળે વાંચવા લાગ્યા, તો કમળાનો લખેલો દીઠો, અને પુરો વાંચી રહ્યા પછી પોક મુકી રડવા લાગ્યા. આવેલો રશીક તો સત્બધજ થઇ ગયો, અને પુછવા લાગ્યો કે જગમોહનરાય શું છે?

જગમોહનરાય—મ્હારૂં કર્મ ફુટી ગયું, સઘળા વિચારો બરબાદ થઇ ગયા. હાય, હાય! હવે શું કરીશ?

રસીક—પણ તેમ શાથી થયું?

જગમોહનરાય—કમળા જતી રહી.

આટલી વાતચીત કરતામાં તો આગળ પાછળના જ્ઞાતિજનો ભેગા થયા અને સૌ જગમોહનરાયના હાથમાંથી કમળાનો લખેલો કાગળ લેઇ વાંચવા લાગ્યા. અને જગમોહનરાયને ધીક્કારવા લાગ્યા. અને ઘણાએ તે કાગળ વાંચવાથી કન્યાવિક્રય ન કરવા માટે પણ લીધાં; અને સર્વ વીખરાઇ ગયા ત્યારે ફક્ત રશીક અને જગમોહનરાય બંને રહ્યા. લગભગ પા કલાક વિત્યાબાદ રશીક બોલ્યો—શેઠજી લગ્ન ક્યારે લ્યોછો?

જગમોહનરાય—લગ્ન શું! ને વાતશી! તું કોણ છે? હું તને ઓળખતો નથી?

રસીક—રાજનપુરના નર્મદાશંકરનો પુત્ર રશીક.

જગમોહનરાય—તે અહીં શું છે?

રસીક—કેમ શું છે? મ્હારૂં લગ્ન તમારી પુત્રી કમળા સાથે કરવાના સંબંધમાં રૂપીઆ હજાર મારા પિતાશ્રી પાસેથી લેઈ ગયા

છો, તે જો લગ્ન ન કરવું હોય તો મ્હારો અવેજ મને પાછો સુપો.

જગમોહનરાય—ભલા માણસ રૂપીઆ કોણ લાવ્યું છે, નાહક શા સારૂં ગળે પડો છો,

રશીક—શેઠજી આમ વણીક થઇને ફરી શું જાઓછો ! તમારા હાથનો દસ્તાવેજ કરી રૂપીઆ એક હજાર લાવ્યાછો ને પાછા ભુલ થાય કેમ કહોછો ? શું રૂપીઆ ખાઈ જવાની દાનત થઇ છે ?

જગમોહનરાય—જાઓ જાઓ, ભલા માણસ નાહક જુઠું શા સારૂં બોલોછો ?

અંદર અંદર વાદવિવાદ કરતાં છેવટ તકરાર વધી પડી, અને સામાસામી મારામારી પણ થઈ; જેથી નજીકની પોલીસ આવી પહોંચી, અને બંનેને પકડી પોતાના ઉપરી અમલદારને સુપ્યા, પોલીસ અમલદારે બંનેની વાતથી માહેતગાર થઈ તેમજ ઘટતો તપાસ કરી ઇન્સાફ સારૂ મહારાજ કનકસીંહની કોટ માં મોકલી દેવામાં આવ્યા.

માહારાજ કનકસીંહે બંનેની તથા આજુબાજુના સાહેદો તથા સગા વાહાલાઓની જુબાનાઓ લીધી, અને છેવટે ન્યાય આપ્યો કે જગમોહનરાયે આજથી એક માસની અંદર પોતાના લખેલા દસ્તાવેજ પ્રમાણે અવેજ લેઇ કમળાનું લગ્ન રશીક સાથે કરવું ને પ્રથમ લીધેલા રૂપીઆ હજાર ઓછા લેવા ને જો કમળાની સાથે લગ્ન ન કરે તો રશીકને લીધેલો અવેજ પાછો સુપવો. વિગેરે મતલબનો હેવાલ કહી બતાવ્યો. પણ જગમોહનરાયે જણાવ્યું કે કમળા આજથી થોડા

માસ ઉપર ચુપકીથી જતી રહી છે, અને તે વિજયનગરના મનહર લક્ષ્મીપ્રસાદ સાથે લગ્ન કરવાનું કહે છે. માટે મ્હારે શી રીતે કરવું તેનો આપ યોગ્ય ઇન્સાફ આપશો.

માહારાજ કનકસીંહ બહુજ વિચારોમાં પડયા જે મનહરને પોતે વખાણતા હતા તેને અત્યારે વગર તપાસે ધીક્કારવા લાગ્યા. અને મનહરને કમળા સાથે પોતાની કોર્ટમાં બોલાવવા માટે ખાનગી પત્ર લખ્યો અને આઠ દિવસની મુદત નાંખી સર્વને તે વખતે વિદાય કર્યા.



## પ્રકરણ ૧૭ મું.

### ન્યાય ઇન્સાફ અને દંપતીનો મેળાપ.



મહારાજ કનકસીંહનો ખાનગી પત્ર ત્રીજે દિવસે મનહરને મળ્યો તે વાંચી ઘણો હર્ષ પામ્યો, અને પોતાને ત્યાં બોલાવવાનું કારણ મનની અંદર પુરેપુરૂ સમજ્યો. તે વખતે કમળા રમણની પાંસે હોવાથી તેણે તાબડતોબ રેલ્વેસ્ટેશન પર આવી રમણ ઉપર તાર મુક્યો કે "તમો કમળાને લેઈ, જલદીથી રમણીકપુર આવ્યો. માહારાજ સાહેબ મ્હને તથા કમળાને ત્યાં બોલાવે છે." લગભગ અડધી કલાક પછી જવાબ મળ્યો—"હું આવતી કાલે અત્રેથી નીકળીશ, માટે તમો જલદીથી રમણીકપુર મળો" આવા સંતોષકારક જવાબથી મનહર પોતાના મીલ મેનેજરને મળી સર્વ વાત નિવેદન કરી, પોતાનો ચડેલો તમામ પગાર ચુકાવી લેઇ, ઘરનો સરસામાન અટપી, બીજે દીવસે રમણીકપુર વિદાય થયો. લગભગ બેને પચીસ મીનીટે બંને ટ્રેનો રમણીકપુરના સ્ટેશને મળી, તે વખતે મનહર, લક્ષ્મી, કમળા વિગેરે ટ્રેનમાંથી ઉતર્યા; અને બંને પ્રેમી મીત્રો એકબીજાને આનંદથી ભેટયા. અરસપરસ વાતો કરતા કરતા શહેરમાં આવ્યા, રમણલાલે મનહરને પોતાના ત્યાં આવવાનું જણાવ્યું પણ દીલગીરી સાથે ના પાડતાં વીશીમાં ઉતર્યો. અને રમણ લક્ષ્મી તથા કમળાને લેઇ પોતાને ત્યાં ગયો.

બીજે દિવસે સવારના દશ વાગતાં સર્વ માહારાજ કનકસીંહની કોર્ટમાં ગયા. તે વખતે રશીક, જગમોહનરાય, તથા બીજા સાહેબો ત્યાં હતા, તેમને મળી વાતચીત કરી કોર્ટમાં ગયા. આજે જગમોહનરાયના કેશનો ફેસલો આપવાનો હતો, તેથી શહેરના તમામ સદ્‌ગ્રહસ્થો, તેમ પ્રજા વર્ગે આ તાજુબી ભરેલો ઈન્સાફ સાંભળવા ભાગ લીધો હતો; જગમોહનરાયના જ્ઞાતિલાઓ પણ આવ્યા હતા. કોર્ટનો ટાઈમ થતાં માહારાજ સાહેબ પધાર્યા અને પોતાના આસને બિરાજ્યા, અને તમામ કેસો પડતા મુકી પ્રથમ જગમોહનરાયનો કેશ શરૂ કીધો. પ્રથમ મનહરની જુબાની થઇ તેણે પોતાની જુબાનીમાં ઘટતા સવાલો આપતાં કમળાનો પત્ર કોર્ટમાં રજુ કર્યો.

મહારાજ સાહેબ કમળાનો પત્ર વાંચી વિચારમાં પડયા. થોડીવાર પછી લાગતાવળગતાઓની જુબાનીઓ લેઇ છેવટ કમળાની જુબાની શરૂ થઇ. કમળાએ પોતાની જુબાનીમાં લખાવ્યું કે નામદાર સાહેબ, હું દુઃખી અબળા દુઃખને લીધે અત્રેથી રાત્રીની વખતે ચુપકીથી વિદાય થઇ હતી, મને મનહરે બોલાવી નહોતી, પણ હું પ્રથમથીજ પરણી ચુકેલી હોવાથી તેમની પાસે ગઇ હતી. અમારી જ્ઞાતિમાં કન્યાવિક્રયના દુષ્ટ રીવાજે એવો સડો ઘાલ્યો છે કે આખી જ્ઞાતિનું સત્યાનાશ વાળી દીધું છે, અને તે દુષ્ટ રિવાજમાં મ્હારા પીતાજી ફસાયા છે. તેમણે પ્રથમની મ્હારી એક બ્હેન રંભાની સ્થીતિ પૈસો લેઇ ધુળમાં મેળવી છે. તેમને પુત્રીની દરકાર નથી ફક્ત પૈસાની દરકાર છે, અને તેથી કરીને મ્હને પણ રંભાના જેવી બનાવવાના ઈરાદાથી રજુ છે તે દસ્તાવેજ પ્રમાણે અવેજ લેઇ આ અભણ, આંધળા, મુર્ખ રશીકની સાથે પરણાવવા ધારે છે; પણ હું

કદાપી તેમની સાથે લગ્ન કરીશ નહી. આપ ફરમાવશો કે છોકરીઓએ મા બાપની આજ્ઞાનું ઉલંઘન કરવું નહિ. તો બેશક તે વ્યાજબી છે. પણ જ્યારે માબાપો પુત્રીની દરકાર ન કરતાં ફક્ત પૈસાની દરકાર રાખી આંધળા, લુલા, લંગડા, ઘરડા, અભણ, મુર્ખની સાથે પરણાવે તો તે પ્રમાણે બાળીકાઓ વર્તશે? કદી પણ નહી. આપ જો કે માલીક છો, પિતાશ્રીને તુલ્યછો, પણ જ્યારે આવા દુષ્ટ પિતાઓ ધોળે દહાડે કંન્યાનું માંસ વેચી ખાશે તો શું આપ ખાવા દેશો? કુમળી બાળીકાઓની જીદગી ધુળમાં રગદોરવા દેશો? તેનો આપ યોગ્ય ખુલાશો કરશો. અને જયાં સુધી કન્યાવિક્રય બંધ નહી થાય ત્યાં સુધી વિશેષ વિધવાઓ દરવરસે આ હિન્દુ પ્રજામાં થશે. નાની વયમાં બાળીકાઓને વિધવાપણું આવવાથી પુખ્ત ઉમ્મરે ખરાબ સ્ત્રીઓની સંગથી પોતાનો ખરો માર્ગ શું છે તે ભુલી જઇ નીચ કૃત્યો કરવા આદરે છે. અને તેથી છેવટ આખી જ્ઞાતિને બલકે હિન્દુ પ્રજાને શરમાવી નાંખે છે. કન્યાવિક્રય બંધ થવાથી બાળલગ્ન કજોડા આદિ બંધ થશે, અને તેથી વિશેષ વિધવાઓ થતી બંધ રહેશે. એકંદરે આવા અનેક કઢંગા રિવાજો દુર થશે. વિગેરે મતલબ જણાવી પોતે એક બાજુએ ઉભી રહી.

કમળાની આવી અસરકારક જુબાનીથી ઘણા માણસો ધન્યવાદ આપવા લાગ્યા. જ્ઞાતિબંધુઓ નિચાં મોં ઘાલી જોઇ રહ્યા. નામદાર માહારાજ સાહેબ વિચારમાં પડયા, અને સઘળે સ્થળે શાન્તિ પ્રસરી.

ત્યારપછી રમણલાલ માહારાજ સાહેબની આજ્ઞા લેઇ ઉભો થયો, અને બાળલગ્ન વિશેનું ભાષણ આપવા લાગ્યો.

### ×" બાળ લગ્ન અને તેથી થતા ગેરફાયદા "

બાળલગ્ન બાળ=લગ્ન બાળ=લાયક લગ્નમાં લગ=જોડાવું ન=બાળકોનું જોડાવું તે વિશે શ્લોક.

**अज्ञात पति मर्यादा, मज्ञात पति सेवनाम ॥**
**नोद्वाहयतितांबाला, मज्ञात धर्म शासनम ॥**

અર્થ—જ્યાં સુધી કન્યા પતિ એટલે શું તે સમજતી નથી, જ્યાં સુધી પતિની સેવા કેવી રીતે કરવી એ તેને ખબર નથી ને સ્ત્રીનો ધર્મ શું છે તે તેને માલુમ નથી ત્યાં સુધી મા બાપે છોડીનું લગ્ન કરવું નહીં, ને ન કરનાર નરકે પડે એ બધું ખોટું છે. કેટલાક શાસ્ત્રકારો વળી આ જે મથાળે શ્લોક આપ્યો છે તેવું લખ્યું છે તેનું કેમ ? એ જોતાં તો નક્કી થાય છે કે બાળલગ્ન કરવાનો રીવાજ શાસ્ત્રધારે નથી પાડયો પરંતુ કાળ બળના સંજોગોને લીધે શરૂ થયો છે હવે જમાનો વહીગયો છે, અને પ્રથમના જેવો જુલમ નથી, તેવો ભય નથી, તેવા સંજોગો નથી. તો હવે કાળાનુક્રમે કાળના બદલાવા સાથે તે રીવાજ પણ બદલાવો જોઇએ. અને તે વિષે નામદાર શ્રીમત સરકાર સીયાજીરાવ માહારાજા ગાયકવાડે શાન્તતાથી વિચાર કરી જે કાયદા તૈયાર કરાવ્યા છે. તેથી ઘણું ખુશી થવા જેવું છે. ઉચ્ચ જ્ઞાતિમાં બાળલગ્નનો રીવાજ ઘણોજ હાનીકારક છે. માટે તે દુષ્ટ ચાલને મુળ થડમાંથીજ છેદી નાંખવો જોઇએ કે જેથી સુખી થવાનો વખત જલદી આવે. વળી આપણા અણસમજુ લોકો ધારે

---

+મહીકાંઠા ગેઝેટ પત્ર તા. ૧૫ મી મે સને ૧૯૦૪ ના અંક ઉપરથી.

છે કે જો આપણે છોકરાં ન્હાનપણથી નહી પરણાવીએ તો કહેશે કે આપણું કુલીનપણું, સાથી જણાય! જુઓને ફલાણા ભાઇનો છોકરો ઘોડીયામાંથી ઝલપાયો હતો એટલે કે પ્રસવ થયો ને તરતજ ચાંલ્લો થયો હતો. આવા ગાંડા વિચાર અને કુળાભિમાનના મીથ્યા મમત્વથી અણુસમજુ મુર્ખ માબાપો પોતાના બાળકોને ન્હાનપણમાં પરણાવવાને બિલકુલ વિચાર કરતાં નથી. અને ઉલટા ખર્ચના બોજામાં આવી જાય છે. વળી ન્હાનપણમાં પરણાવે અને કર્મસંજોગે અનેક વ્યાધીનો ભોગ થઇ છોકરી રાંડે તો ઉચ્ચ કોમમાં શીદશા થાય છે તે તપાસી જુઓ તો સ્હેજ જણાશે કે ઘણી બાળ વિધવાઓને નઠારી સોબતમાં પડી ગર્ભપાત, બાળહત્યા, ઇત્યાદિ કરવાના અનેક દાખલાઓ બહાર આવે છે. આ સઘળાનું પરિણામ બાળલગ્ન શીવાય બીજું શું છે? કાંઇજ નથી. અને તે પાપના ભોક્તા કોણ? તો તે છોકરીનાં મુર્ખ માત પીતા સિવાય બીજું કોઇજ નથી.

વળી કેટલેક સ્થળે વર ૪૦ કે ૫૦ વર્ષનો ને કન્યા પાંચ વર્ષની હોય છે. જેના ઉપર કહેવત છે કે "મીયાં ઘોર જોગ તો બીબી ઘર જોગ" એ કહેવત પ્રમાણે થાય છે. અગર તો વહુ સોળ વર્ષની હોય છે જ્યારે વર માત્ર દશ બાર વર્ષનો હોય છે. આવાં કજોડાં કુળવાન માણસોમાં ઘણાં જોવામાં આવે છે. જેથી કહેવાતા કુળવાનોમાં અનીતિ કજોડાં તેમ બાળલગ્ન થાય છે. ને વરકન્યાના બાપને અતિશય ખર્ચમાં ઉતરવું પડે છે. પણ તેમ કરતાં વિચારવું કે એવા કહેવાતા કુળને શામાટે માનવું? કુળવાન કોને કહેવો કે જેની કિર્તી પ્રસિદ્ધ હોય, જેના ઘરનાં માણસો કેળવાએલ અને સદ્ગુણી તેમ વિવેકી અને ખાધે પીધે સુખી હોય તે કુળવાન ગણી શકાય.

"વરમાંથી ઘર થાય પણ ઘરમાંથી વર થાય નહિ." તો સુજ્ઞ હિન્દુ ભાઇઓ મિથ્યા કુળને માટે ન લોભાતાં તમારા આશરે રહેલાં તમાંરાં નિરાધારી બાળકોને ન્હાનપણથી સંસારી માયામાં ન નાંખતાં કેળવીને સદ્દગુણી કરો.

પુરૂષ નાની અગર મોટી સ્ત્રી પરણે અને તે કદી મરી જાય તો બીજી પરણે છે, અગર એક પસંદ ન પડે તો બીજી અગર ત્રીજી વખત પરણે છે. આવું પુરૂષ કરી શકે છે આ રીવાજ કહેવાતા કુળવાનોમાં વધારે હોય છે, તેનું કારણ એજ કે કહેવાતા કુળવાન માણસો ફક્ત ઉભય ને ટંટો થાય તેથી ઝટ બીજા માણસો તેને કન્યા આપવા તૈયાર થાય છે. કન્યા આપે વગી તેની સાથે પહેરામણીના રૂપીઆની સારી રકમ આપવા કબુલ કરે છે. મળેલી રકમ પોતે ઉડાઉ હોય તો ઉડાવી દે તો તે લોભમાં વળી ફરીથી ફસાય છે. પણ સ્ત્રીના દુઃખનો વિચાર કરતા નથી. અને સુધારતા નથી. જ્યારે પુરૂષ એ માફક કરે છે તો સ્ત્રીઓમાં નાની સ્ત્રી પરણાવી હોય ને નાનપણમાં રાંડે તો તેના સુશોભીત શણુગાર ઉતરે અને ઘરની અંદરથી બહાર નીકળવા પામેજ નહીં. શું આ ઓછો જુલ્મ? જુલ્મ તો ઘણો કારણ કે પુરૂષ નાનપણમાં પરણ્યો હોય અને રાંડે તો ફરીથી પરણી શકે છે પણ બિચારી નીરાધાર જે સ્ત્રીજાની તે નાનપણમાં રાંડે છે તો તેને બીજો વર કરવા શાસ્ત્રનો બાદ લાવે છે. અને તેને જન્મ પર્યંત સુધી સંસારનો લ્હાવો લેવા સારૂ નીરૂપયોગી બનાવે છે. મ્હારે કહેવું જોઇએ કે બાળકો. નાનપણમાં પરણવાથી કેળવણીનો નાશ થાય છે શા માટે નાશ થાય? શા માટે તે એક છોકરો બાર કે ચૌદ વર્ષનો થયો એટલે તેના માબાપ તેને સંસારની જાળમાં ફસાવવા

પ્રયત્ન કરે છે. જેથી તે ફસાયો કે તેનુ કેળવણીપરથી મન ઉઠી જાય છે. ને તે છેવટ જતાં અધમસ્થીતિમાં આવે છે જેથી તેનાથી દેશ પરદેશ કે બ્હાર ગામે જવાતું નથી. શાથી જવાતુ નથી ? નથી જવાતું એથી કે પેલુ ઝાંખરૂ કેડે વળગે છે અને તેને જોઇતી ચીજો પુરી પાડવા તથા મન રાજી રાખવા માટે હાજર રહી તેનું મુખ જોઇ બેસી રહેવામાં વખત ગાળે છે. વળી તેમની નાની વયમાં ઉત્પન્ન થતાં બાળકો નિર્બળ અને રોગીષ્ટ થાય તેમાં નવાઇ શી ? તમે જોશો તો સિંધ, પંજાબ વિગેરેના માણસો મજબુત તથા ઉંચા ને બળવાન શાથી હોય છે ? તેનું કારણુ એ કે તેમનામાં વીશ વરસની અંદરનો કોઇ પુરૂષ પરણે નહી. તેમ સ્ત્રી પંદર વર્ષથી કમી વરસે પરણે નહીં તેવો રીવાજ હોય છે. વળી સ્ત્રી કરતાં પુરૂષ પાંચ વર્ષે મોટો હોવો જોઇએ. વળી લગ્ન કરતી વખતે દરેક વર કન્યાના માબાપે વિચારવું કે છોડી વય લાયક થઈ છે કે કેમ ? છોડી કરતાં વર પાંચ વર્ષે મોટો છે કે કેમ ? તથા છોડીનાં ભવિષ્યમાં થનાર સાસરીઆં સદ્ગુણી છે કે કેમ ? વિગેરે બાબતનો તપાસ પ્રથમથીજ કરવો. તેમ વરના બાપે પણુ તેવીજ રીતે છોકરાના ભવિષ્યમાં થનાર સાસરીઆંનો પુરતો તપાસ કરવો. તેમ છોકરાના બાપે ફક્ત વધારે તપાસ કન્યાની કરવાની છે. કારણુ કે કન્યાનો જન્મારા સુધી પોતાના છોકરા સાથે સંબંધ જોડવાનો છે માટે તેમાં કચાસ હોયતો છેવટ જોડુ સુખી થતુ નથી. વળી બાળપણુમાંથી સ્ત્રી પુરૂષ વચ્ચે જોદૂશ રૂપિ મુળ વાસો કરી જાય છે, તે આગળપર નીકળતો નથી. ને નાનપણુમાં તે વાત બનવી મુસ્કેલ નથી, ને છેવટ જોડુ સુખી થતુ નથી. માત્ર કુતરાં બીલાડાંની માફક પોતાની જીંદગી પુરી કરે છે. આ ચાલ હિંદુસ્થાનમાં ( ગુજરાતમાં ) કેવીરીતે દાખલ થયો તે જાણુવું જોઇએ. આ ચાલ

જ્યારથી દાખલ થયો ત્યારથી આપણા દેશી ભાઇઓની પડતી દશા આવેલી છે. અને દિનપ્રતિદિન સદરહુ કુધારો વધતો જાય છે. અને લોકો નીર્ધન તથા નિર્બળ થતા જાય તે સ્થીતિ ક્યારે સુધરે કે બાળલગ્ન કન્યા વિક્રયના રીવાજ અને કજોડાં વિગેરે ખરાબ રીવાજોનુ મુળ કાપી નાંખશે ત્યારેજ હિંદુભાઇઓની ઉન્નતિ થશે, એમાં જરાપણ શક નથી. આ બાબત જેટલુ લખીએ તેટલુ ઓછું છે, અને તે સર્વ આરા કેળવાએલા માણસોની ધ્યાન બહાર નથી પરંતુ " ભણ્યો ભુલે ને તારો ડુબે " ભુલાવામાં પડી કુધારા કહાડી સુધારા દાખલ કરતા નથી તો હવે તે બાબતપર સર્વે લક્ષ આપશે. ( તાળીઓ )

### બાળલગ્નવિશે ભુજંગી છંદ.

અરે ઓ સુણો હિંદુઓ હીત માટે, કહું વાત હું આજ હીતાર્થ માટે;
કરો કામ આ સ્નેહથી હીત ધારી, કરો બાળલગ્ન બધાં ઝટ ખાલી–ટેક–૧
રહો રાતદિ સર્વ મંડયાજ આમાં, ભણીને કરાવો સુધારો બધામાં;
થશે ઇશ્વરી મહેર તેથીજ સારી, કરો બાળલગ્ન બધાં ઝટ ખાલી. ૨
વળી તેથી બાળીકાઓ તણુંતો, ઘણું મન વિકારથી દુર થશે જો;
દેશે આશીષો બાળાઓ દીલ ધારી, કરો બાળલગ્ન બધાં ઝટ ખાલી. ૩
નહોતો ચાલ આ હીંદમાં જે વખતે, હતા સ્હેરમાં હાદીઓ તે વખતે;
ગઇ સ્હેરને આવી દશાજ પુરી, કરો બાળલગ્ન બધાં ઝટ ખાલી, ૪
વળી વિદ્યા આપી સુધારો કરાવો, બાળીકા તણા દિલને ન દુભાવો;
કરો કામ આ સર્વથી સ્નેહ ધારી, કરો બાળલગ્ન બધાં ઝટ ખાલી. ૫
અરે બાર વર્ષની બાળીકાજ સાથે, કરાવો નહિં લગ્ન બુઢા સંગાથે;
૧મારો લાતને ખુબ ધીક્કાર આપી, કરો બાળલગ્ન બધાં ઝટ ખાલી. ૬
થશે તે થકી હીંદનો દીન સારો, કહુંછું હવે દિલમાં તેજ ધારો;
કરે વિનતી સાંકલચંદ હીત ધારી, કરો બાળલગ્ન બધાં ઝટ ખાલી. ૭

નાચવું પુરૂ થયું અને તાળીઓના અવાજમાં રમણલાલે પોતાની જગ્યા લીધી.

છેવટ માહારાજ કનકસીંહે જગમોહનરાયના કેસનો ફેંસલો એજ આપ્યોકે—તાબડતોબ કન્યા વિક્રય ન કરવા માટે જાહેરનામાં કાઢ્યાં. અને જગમોહનરાયની તમામ મીલકત જપ્ત કરતાં વિલાસવતીને માસીક રૂપીઆ દશ ખર્ચના બાંધી આપ્યા અને રંભાને તેની પાસે રાખવા વિનવ્યું. જગમોહનરાયે લીધેલો અવેજ રસીકને પાછો સુપી વિદાય કીધો, જગમોહનરાયને જીંદગી પર્યંત આસન કેદની શિક્ષાનો હુકમ થયો, આવા તાજુબી ભરેલા ઇન્સાફથી સર્વ સભા વિચારવંત થઇ ગઇ; રમણ વિગેરેના હર્ષનો પાર રહ્યો નહિ. સર્વની સમક્ષ માહારાજા સાહેબે વિધીપુર્વક મનહર—કમળાનાં લગ્ન ઘણી ધામધુમ સાથે કીધાં. અને પછી મનહરને પોતાના રાજ્યમાં નોકરીમાં દાખલ કીધો. અને ધીમે ધીમે મુખ્ય કારભારીની પદ્વી આપી; જેથી મનહર—કમળા બંને દંપતી આનંદથી રહેવા લાગ્યાં.



## અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં મુબારક નામ.

સાણંદ.

રા. રા. ચતુર્ભુજ માણેકેશ્વર વકીલ 11

શા. હીરાલાલ ગુલાબચંદ મોદી રાજપરીઆ 1

શા. છગનલાલ કીશોરદાસ તા. સ્કુ. આ. માસ્તર 1

રા. રા. મગનલાલ હરીભાઈ અ. કા. થાણા ઓફીસ જીલ્લે કડોસણ 1

રા. રા. છોટાલાલ રણછોડદાસ જમીદાર તા. ઉમરી. 1

રા. રા. સાંકલચંદ દામોદરદાસ જમી કા. તા. થોડાસર. 1

રા. રા. કેશવલાલ દામોદરદાસ સ્કુલ મા. તેલનાર 1

વખ્તાપુર.

મે. રા. રા. વીહારીભાઈ ત્રીકમભાઈ સાબરકાંઠા થાંણદાર 2

રા. રી. મીઠાલાલ વાહાલદાસ અવલકારકુન 1

રા. રા. મગનલાલ ઝવેરદાસ આ. અવલકારકુન 1

રા. રા. મણીલાલ હરગોવિંદ સેકન્ડ કારકુન 1

રા. રા. ગુણવંતરાય ચુનીલાલ મ્હેતા જમાદાર 1

રા. રા. લલ્લુભાઈ રણછોડદાસ કામદાર 1

રા. રા. નાનાલાલ ગીરધરલાલ ચીફકોન્સ્ટેબલ કારકુન 1

શા. જીવરાજ નેમચંદ તાલુકાના માજી કારકુન 1

ઇલોલ.

મે. રા. રા. ઉમીયાશંકર ગુલાબરાય જમીદાર 1

ગ. શા. માધવજી ભીમજીભાઈ મચ્છર સબ. આ. સરંજન 1

ગ. રા. દલસુખરામ પુજીરામ

| | |
|---|---|
| હવે તાલુકા સ્કુલમાસ્તર | ૧ |
| રા. રા. પ્રભાશંકર નારાયણ વ્યાસ અવલ કારકુન | ૧ |
| રા. માધવલાલ કાલાભાઇ | ૧ |
| રા. મહીપતરામ ધનેશ્વર | ૧ |
| રા. રા. ગજાનન ખંડેરાવ | ૧ |
| શા. કાલીદાસ મુલચંદ | ૧ |
| ભટ ફરસુરામ ધનેશ્વર | ૧ |

### તાજપુરી.

| | |
|---|---|
| ભાયાતશ્રી મુલસીંહજી ઉમેદસીંહજી | ૧ |

### સુવેર,

| | |
|---|---|
| રા. રા. ચુનીલાલ વનમાળીદાસ રાજપરીઆ તાલુકાના ફોજદાર | ૨૫ |
| રા. રા. રાજારામ માણેકશ્વર ઠાકર | ૨ |
| રા. રા. કોદરલાલ કામેશ્વર જોશી | ૨ |
| ઠાકર હરગોવિંદ મુલજી | ૧ |
| ,, કોદરલાલ પ્રાણનાથ | ૧ |
| ,, આશીવરામ હરદેવ | ૧ |
| ,, ગંગારામ પરસોતમ | ૧ |
| જોશી મગનલાલ કુબેરદાસ સ્કુલ માસ્તર | ૧ |
| ,, ઉમીયાશંકર ખેમરામ | ૧ |
| ,, નરોતમ હરીભાઇ | ૧ |
| ,, હરગોવિંદ આદીતરામ | ૧ |
| મેતા હરીશંકર દેવશંકર | ૧ |
| મેતા પ્રેલાદ જેકીશરામ | ૧ |
| પટેલ કોદરલાલ બહેચર | ૧ |
| ,, કીરચંદ લાલચંદ | ૧ |
| ,, ચકુલાલ મોતીલાલ | ૧ |
| પઢીઆર સુખાજી નારજી | ૧ |
| વાઘેલા ચંદાજી શેરજી | ૧ |
| પરમાર મલા રાજસંગ | ૧ |
| સુતાર કેશવરામ દલલભરામ | ૧ |
| ,, ધુળા બહેચર | ૧ |
| ભાવસાર કોદર જીવરામ | ૧ |
| સાધુ ભગવાનદાસ ગુલાબદાસ | ૧ |
| ગવૈયા સુખદેવજી સુરજમલજી | ૧ |
| ગાંચી મગનલાલ મોતીલાલ | ૧ |
| સ્વર્ગવાસી પિતાશ્રી વનમાળીદાસ નાહારદાસના સ્માણાર્થે અર્પણ " સુવેર લાયબ્રેરી ખાતે " | ૧ |

મસાલ.

રજાણુસીંહજી ૨
નલાલ નાથુરામ ૧
રામ બહેચર ૧
મંછારામ ૧
જેઠા ૧

ગીરપુર.

ાપતસીંહજી ૫
ખાભાઈ સ્કુલ
૧
ાલ રાયચંદ ૧
ાલ આદીતરામ ૧
ડ ગીરધર ૧
લાલ અમુલેખ ૧
લાલ દલસુખ ૧

દેશોતર.

ામથાભાઇ માસ્તર૧
ર લીલાચંદ ૧
ાલ હરીચંદ ૧
ાવન પરસોતમ
જીમાતાના પુંજારી૧
ઘ હરીચંદ ૧

મેતા ગીરધરલાલ ગુલાબચંદ ૧
જોશી પ્રલાદ પરસોતમ ૧
મણીલાલ હરગોવિંદ મોનીટર ૧

જાદર.

રા. રા, મગનલાલ ઝવેરદાસ
સ્ટેસન માસ્તર ૧
રા. રા. ભવાનીશંકર ભગ-
વાન તલાટી ૧

ઓલુંદરા ( સોનગરાનું )

ઠાકોરશ્રી માધુસીંહજી ૨
સોનગરા કાલુજી પનજી ૧

વડાલી.

રા. રા. લલ્લુભાઇ બહેચર-
દાસ આબકારી ઇન્સ્પેકટર
તા. ઇડર ૫
,, બળદેવ ગુલાબરાય
દેશોતર તલાટી ૧

અરોડા.

પંડયા હીંમતરામ કુબેરદાસ
તલાટી ૧
રણછોડલાલ ઝવેરરામ માસ્તર ૧

## સાબળી.

રા. રા. પરસોતમ જેઠાલાલ દેસાતર દાંણી ૧

## ધડર

રા. રા. કાશીરામ હેવચંદ મણીઆર ૫

,, ગીરધરલાલ કુબેરદાસ સોની ૧

## બડોલી.

રા. રા. જદુરામ નરભેરામ ભટ્ટ ૫

રા. રા. મોતીરામ તુલજારામ રાવળ ૫

રા. રા. મયારામ મલુકચંદ મણીઆર ૫

રા. રા. પ્રેલાદભાઈ ધીરજરામ જાની ૫

રા. રા. શંકરલાલ કુબેરજી ભટ્ટ ૨

રા. રા. રતનેશ્વર ભાઈશંકર ૨

રા. રા. ભાઈશંકર ગંગારામ ત્રવાડી ૨

રા. રા. છોટાલાલ છગનલાલ તલાટી ૧

રા. રા. ઉમીયાશંકર ઈશ્વર સીરસ્તેદાર ડીસ્ટ્રીક્ટ કોર્ટ ઈડર ૧

રાવળ નર્મદાશંકર કેશવરામ ૧

જાની ગીરજાશંકર દુલ્લભરામ ૧

જાની ગણુપત રતનેશ્વર ૧

ભટ લલ્લુ કામેશ્વર ૧

જપી કાશીરામ સાંકલેશ્વર ૧

દોશી લક્ષ્મીચંદ દલુચંદ ૧

સોની ગુલાબચંદ લખમીચંદ ૧

શ્રી ભાવસાર પંચસમસ્ત ૧

બારોટ મોતી ગેમર ૧

## દાવડ.

જોશી મોતીરામ હેમરાય ૧

મગનલાલ હીંમતરામ ૧

## ટોરડા.

ભાયતશ્રી મુલસીંહજી કીશોરસીંહજી ૧

## કુંબોધરા.

બારોટ લલ્લુ નારણજી ૧

## ચીતરોડા.

મેતા ભાઈશંકર નરભેરામ ૧

## ભાણપુર.

ભાયાતશ્રી પ્રથીસીંહજી અખેસીંગજી ૧

**પ્રેમપુર.**

ઠાકર ગણુપતરામ પ્રભાશંકર ૧

**ગોતા,**

કીશોરસીંગજી ગોપાળસીંગજી ૧

**એકલારા.**

શા. મગનલાલ દલસુખ જાદર રેલદાંણી ૧

**હીમતનગર.**

મોતીલાલ પ્રાગજી રેલવે કંન્ટ્રાક્ટર ૧

**શીલવાડ.**

ઠાકોરશ્રી વખ્તસીંગજી ૧

**રૂપાલતાબે કલોલ.**

શા. માણેકલાલ ઇશ્વરદાસ ૧

**કડોલી.**

ઠાકોરશ્રી કુબેરસીંગજી ૧

રા, રા. મગનલાલ જોઇતારામ જષી કા. તા. ગઢા ૧

**અમદાવાદ.**

શા. નાનાલાલ દેવચંદ પારેખ ૧

શા. કેશવલાલ ગીરધરદાસ રાજપરીઆ. ૧

શા. સોમચંદ મુલચંદ રાજપરીઆ ૧

શા. ચુનીલાલ ગોવરધન રાજપરીઆ ૧

**મુંબાઈ.**

રા. રા. હરગોવિંદ હરીદત્ત વૈદ્ય ૫

ઠાકર અમથારામ ગોવીંદ ૨

જોસી. મનસુખ વલ્લભરામ ૨

ઠાકર કાશીનાથ જેઠારામ ૨

„ જગન્નાથ પુરૂષોત્તમ ૧

„ અમથારામ આદીતરામ ૧

„ મગનલાલ લલ્લુભાઇ ૧

„ છબાલાલ ત્રીભોવન ૧

„ શીવશંકર કેશવરામ ૧

„ કૃષ્ણારામ કેશવરામ ૧